# સુબોધ ગીત સંગ્રહ.

પ્રકાશક,

શ્રીપાટણ જૈન યુવકમંડળ—મુંબઈ

# સુબોધ ગીત સંગ્રહ.

આવૃત્તિ ૧ લી.

પ્રત ૧૦૦૦

પ્રકાશક,

શ્રીપાટણ જૈન યુવક મંડળ.

ધનજી સ્ટ્રીટ, પારસી ગલી, મુંબાઈ.

વિક્રમ સંવત ૧૯૭૯. ] [ ઈ. સ. ૧૯૨૩

મુલ્ય રૂ. ૦-૪-૦

# માતા ભારતી, અમારી પ્રાર્થના હૈડે ધરીશ કે!

મિજાજ, અભિમાન, તિરસ્કાર, અનાદર, જેઓ માનને લાયક હોય તેમને માન નહિ આપવાની વૃત્તિ, માનસિક ક્ષુદ્રતા, અહંભાવ, એ વૃત્તિથી, અન્યની અવગણના અને નિંદાથી

હે માતા, માતા, અમને દૂર રાખ.

*　　　*　　　*

ગેરવ્યાજબી ક્રોધ અને ક્લેશના સ્વભાવથી, અન્યાય અને અનુદારતા ભર્યા વિચાર અને નિર્ણયથી, ખરી વાતો ખોટી માની લેવાની તત્પરતાથી, ઘોંઘાટ, ગડબડ, ચાડી, તથા સર્વ પ્રકારની નિંદાથી, ઉપકારને બદલે અપકાર કરવાથી, કોઈએ કરેલું નુકશાન વારંવાર, અપ્રિય રીતભાત અને રસ્તાઓથી, હૃદયની અનેક પ્રકારની કઠોરતા અને અંધતાથી

હે માતા, માતા, અમને દૂર રાખ.

*　　　*　　　*

હે દયાળુ માતા, દુઃખ અને પશ્ચાતાપથી દબાઈ ગયેલાં, નિશ્વાસ નાંખનારા અને પશ્ચાતાપ કરનારાં તારાં બાળકોનો તું તિરસ્કાર કરતી નથી. અમારી પ્રાર્થના હૈડે ધર. તારૂં ચિંતન સતત અમોને થયા જ કરે એવી કૃપા કર. કાળ પ્રભાવે પ્રગટતા કન્યાવિક્રયના ક્રૂર પાપોથી

માતા, માતા, અમને દૂર રાખ.

(શશીરાજ.)

પુસ્તક મળવાનું ઠેકાણું :—

શ્રીપાટણ જૈન યુવક મંડળ.

ધનજી સ્ટ્રીટ, પારસી ગલી,

શીવચંદ સોમચંદનો માળો

મુંબઈ નં. ૩.

હિન્દમાં અને હિન્દની બહાર,

જેણે જેણે, જ્યાં જ્યાં,

જાલીમોને

લોહી દીધાં છે, પણ આત્મા નથી દીધો,

એવા શાસ્ત્રહીન નરનારીઓને

સમર્પણ.

# પ્રસ્તાવના.



આપણામાં સ્ત્રી વર્ગ લગ્ન જેવા માંગલીક પ્રસંગે, મર્યાદારહિત ફટાણાંનાં ગીતો ગાય તે સ્થિતિ અટકાવવા માટે જુદા જુદા લેખકોએ જુદા જુદા પુસ્તકોમાં લગ્ન પ્રસંગે ગાવાના ગીતો બહાર પાડયા છે. તેમાંથી ઉપયોગી પસંદ કરીને અને કેટલાંક નવાં બનાવરાવીને "લગ્નાદીક પ્રસંગે ગાવાના ગીતો" એ નામની એક ચોપડી ૧૯૭૫ માં બહાર પાડવામાં આવી હતી. તેની દરેક નકલ ખલાસ થઈ જવાથી, સુધારા વધારા સાથે આ "સુબોધ ગીત સંગ્રહ" જેમાં લગ્નાદીક માંગલીક પ્રસંગે ગાવાના ગીતો, શ્રી જૈન લગ્ન વિધિ, રાષ્ટ્રીય ગીતો તથા સુબોધક નિબંધો સાથે પ્રગટ કરવામાં આવે છે.

વાંચક વર્ગ તદનુસાર વર્ત્તન કરશે તો અમારો પ્રયાસ સફળ થયેલો માનીશું.

લગ્નાદીક ગીતોમાં વાપરેલ નામો કલ્પીત છે. ગીતો ગાતી વખતે યોગ્ય જગ્યાએ યોગ્ય નામો ગોઠવીને ગાવા નમ્ર સૂચન છે.

આ પુસ્તક ટુંક સમયમાં જ, ખંત અને લાગણીભર્યા પ્રયત્નથી પ્રેસના મેનેજર શ્રીયુત્ જાદવજી પીતામ્બર ઠક્કરે છાપી આપી અમને ઉપકૃત કર્યા છે, જેની અમે સહર્ષ નોંધ લઈએ છીએ.

લી૦ સેક્રેટરી.

વૈશાખ શુદ ૧ — શ્રીપાટણ જૈન યુવક મંડળ—મુંબાઈ.

श्री पार्श्वनाथाय नमः

# લગ્નનાં ગીતો.

અર્હન્તો ભગવંત ઇન્દ્ર મહિતા, સિદ્ધાશ્ચ સિદ્ધિ સ્થિતા,
આચાર્યાજીનસાસનોન્નતિકરા, પૂજ્યા ઉપાધ્યાયકા;
શ્રીસિદ્ધાંત સુપાઠકા મુનિવરા, રત્નત્રયારાધકા,
પંચૈતે પરમેષ્ટિનઃ પ્રતિદિનમ કુર્વન્તુ નો મંગલમ.

---

## મંગળ સ્તુતિ તથા પ્રભાતિયાં.

૧.

પહેલું મંગળ પ્રથમ જીનેંદ્ર, જસ સેવે ચોસઠ ઇન્દ્ર,
અજીતાદિક જીન ચોવીસ, બીજું મંગળ જગત જગીશ;
સાસન નાયક શ્રી વીર, ત્રીજું મંગળ ગુણ ગંભીર,
ગણપતિ ગૌતમ ગણધાર, ચોથું મંગળ છે સુખકાર;
મુની પંચ મહાવ્રતધારી, પંચમ મંગળ હીતકારી,
જ્ઞાન દર્શન ચારિત્ર જેહ, છઠું મંગળ ગુણ ગેહ;
સાતમું મંગળ જયકારી, જીન સાસન જગ ઉપકારી,
વિમળાચળ તીરથ રાય, અષ્ટમ મંગળ સુખદાય.
એહ અષ્ટમ મંગળ નીત્ય ગાવે, સુખ સંપત્તિ સંતતી પાવે.

---

૨

સૂરજ ઉગ્યોરે કેવડીયાની ફણુશે કે, વ્હાણુલા ભલે વાયારે,
સુતા જાગોરે સુનંદાના કંથ કે વ્હાણુલા.
વીરા લેજોરે અરિહંતના નામ કે વ્હાણુલા.
લેજો લેજોરે પુસ્તક ને પાના કે વ્હાણુલા.
જાજો જાજોરે દેરાસરમાંહિ કે વ્હાણુલા.

૨

સંભળાવોરે જિનશાસન નામ કે વ્હાણુલા.
સૂરજ ઉગ્યોરે કેવડીઆની ફણુશે કે વ્હાણુલા.
સુતા જાગોરે હીરા વહુના કંથ કે વ્હાણુલા.
લેજો લેજો રે દાતણુ ને ઝારી કે વ્હાણુલા.
દાતણુ કરજો રે કેવડીઆની ફણુશે રે વ્હાણુલા.
મુખ લુઓરે પામરીયા ને છેડે કે વ્હાણુલા.
લેજો લેજોરે ચોખાની મૂઠી કે વ્હાણુલા.
વીરા જાજોરે દેરાસરને બાર કે વ્હાણુલા.

---

૩

શ્રી પરભાતે શ્રી કૃષ્ણુ સમરીએ રે
લીજે લીજે ચારે દેવના નામ, હર નમો નમો અરિહંતનેરે.
પાલીતાણામાં આદીનાથને સમરીએ રે
મહુવામાં મહાવીર સ્વામીના ધામ, હર.
ગોધામાં નવખંડાને સમરીએ રે
તળાજામાં સાચા દેવના રાજ, હર.
ચારે તે જાગીને શું કર્યું રે
રાખ્યો મારા શેત્રુંજાનો રંગ, હર.
શ્રી પ્રભાતે શ્રી કૃષ્ણુ સમરીએરે
લીજે લીજે ચારે વીરના નામ, હર.
મેડીઓમાં છોટાભાઇને સમરીએરે
ઓરડામાં ચંચળ વહુનાં રાજ, હર.
પરશાળમાં જીવાભાઈ સમરીએરે
માંડવામાં મોતીભાઇનાં રાજ, હર.
ચારે તે જાગીને શું કર્યું રે
રાખ્યો મારા માંડવાનો રંગ. હર.

૪

સૂરજ ઉગ્યોરે સાવ સોનાનો આજ,
પ્રભાતે રે પ્રભુ ભજીએરે
મારા સરીઆરે મનોવાંછિત કાજ, પ્રભા.
જાગ્યા પક્ષીરે કરે કેવા કલોલ, પ્રભા.
મેના પોપટરે મીઠા બોલે છે બોલ, પ્રભા.
રાત વીતીરે થયો ઉજ્જવળ આકાશ, પ્રભા.
લીલે તોરણુ રે માંગલીક પ્રકાશ, પ્રભા.
માંડવામાં રે થયો અધીક ઉજેશ, પ્રભા.
પ્રભુ આપે રે એવો હરખ હંમેશ, પ્રભા.
યુવતીઓ રે જળ ભરવાને જાય, પ્રભા.
વિવાહ થયોરે ગીત મંગળ ગાય, પ્રભા.
જાગ્યા જાગ્યા રે નગરીતણા લોક, પ્રભા.
રવિ તેજે રે થયા ચળકતા ચોક, પ્રભા.
જોઇએ જોઇએ રે લાડા તણું મુખ, પ્રભા.
જેથી ઉપજે રે સારા દિવસમાં સુખ, પ્રભા.
કાંઇ કરીએ રે રૂડા મંગળ કામ, પ્રભા.
દીલ રીઝે રે જેથી દલપતરામ, પ્રભા.

૫

મેં તો થાળ ભર્યારે સાચા મોતીડેરે, પ્રિતે પ્રભુજી પૂજવાને કાજ,
મારે સોના સમોરે સૂરજ ઉગીયોરે.—ટેક.
મેં તો સરખી સાહેલી લીધી સાથમાંરે, પહેર્યાં પચરંગી રૂડાં હીર ચીર, મારે૦
મેં તો ફુલડાંની છાબ લીધી હાથમાં રે, મુકી કંકુ કંકાવટી સાથ, મારે૦
મેં તો કેશર ચંદન ઉતારીયાં રે, ભેળી સુગન્ધી દ્રવ્ય અપાર, મારે૦
મેં તો આંગણે સાહેલી ઉભી રાખી, જોવા સારા સુકનની વાટ, મારે૦
મેં તો દેખી કુંવારી કન્યા આવતી રે, લેઇ શ્રીફળ સોપારી સાથ, મારે૦
મેં તો પૂજ્યા સિદ્ધારથ સુતને રે, થયો આનંદ આનંદ આજ, મારે૦

સૂરજ ઉગ્યો રે, સરોવરીઆની પાળે કે, વ્હાણેરાં ભલાં વાયાં રે,
ભમરા ઉડે રે કેવડીઆની ડાલે કે વ્હાણેરાં.
મેના કોયલરે. બોલે મનહર માળે કે વ્હાણેરાં.
કુદેરે હરણાં ઊંચી ફાળે કે, વ્હાણેરાં.
સુતા ઊઠોરે, સુભદ્રા વહુના કંથરે વ્હાણેરાં.
શુભ શબ્દોરે, બોલે છે સાધુ સંત કે વ્હાણેરાં.
લેજો લેજોરે, શ્રીજીનવર નામ કે વ્હાણેરાં.
દેજો દેજોરે, દીન જનોને દાન કે વ્હાણેરાં.
કરજો કરજોરે, કંઇ મંગળ કામ કે વ્હાણેરાં.
ગાજો ગાજો રે, પ્રભુના ગુણ ગાન કે, વ્હાણેરાં.

---

૭

શ્રી પ્રભાતે ઉઠીને સમરીએરે,
બીજે રૂડાં દેવનાં નામરે—નમો નમો વીતરાગનેરે.
પાલીતાણે આદીનાથ જુહારીએરે ગીરનાર નેમનાથ દેવરે; નમો.
તારંગામાં અજીતનાથ જુહારીએરે, પાનસરમાં મહાવીર સ્વામી દેવરે; નમો.
ભોયણીમાં મલ્લીનાથ જુહારીયારે, સંખેશ્વરમાં પાર્શ્વનાથ દેવરે; નમો.
પાટણમાં પંચાશ્વરા જુહારીયારે, ચાણસમા ભટેવા પાર્શ્વનાથ દેવરે; નમો.
મહાવિદેહ ક્ષેત્રમાં મંદીરસ્વામી વાંદીયારે, અઢીદ્વીપમાં જંબુસ્વામી સાધનાં; નમો.
દેવઝાર્યા ને ગુરૂ વાંદીયારે, પોકી મારા મન કરી આશરે; નમો.

---

## ચોળા વીણતી વખતે.

૮

એક રાજ દ્વારકામાં રમતારે,
રંભાબા દાદા હસીને બોલાવીયારે, કયાં કયાં રે દીકરી તારી દેહજ દુબળી રે
આંખલડી રે જળે ભરી રે, નથી નથી રે દાદા મારી દેહજ દુબળી,

આંખલડી રે રતને જડીરે, એક ઊંચો તે વર ન જોશોરે,
દાદા ઊંચો તે નિત્ય નેવાં ભાંગશે, એક નીચો તે વર ન જોશો રે,
દાદા નીચો તે નિત્ય ઠેબે આવશે, એક ધોળો તે વર ન જોશો રે,
દાદા ધોળો તે આપ વખાણશે, એક કાળો તે વર ન જોશો રે,
દાદા કાળો તે કુટુંબ લજાવશે, એક કડરે પાતળીયો ને મુખ શામળીયો,
તે મારી સખીઓએ વખાણ્યો રે, એક પાણી તે ભરતાં પાણીએ વખાણ્યો.

---

૯

જીરે આજ મેં તો અડદા પરવત નોતર્યારે,
અડદા તમે તો મારે પાપડ વણવા જોગ
માર સજન મેળાવો જો મગીયા રે;—ટેક.
જીર આજ મેં તો ચોળા પરવત નોતર્યા રે,
ચોળા તમે તો મારે વડીઓ મૂકવા જોગ મારે સજન.
જીરે આજ મેતો ઘઉંવા પરવત નોતર્યા રે,
ઘઉં તમે તો મારે કંસાર કરવા જોગ મારે સજન.
જીરે આજ મેં તો મગ પરવત નોતર્યારે,
મગ તમે તો મારે પીઠી કરવા જોગ મારે સજન.

---

## નાત અથવા નોકરશીની ટીપણી વખતે ગાવાનાં ગીતો.

૧૦

ઓધવજી સંદેશો કહેજો—એ રાગ.

ધન્ય ધનાશા ગુણીઅલ ગોઢવાડના,
રાણકપુરમાં રાખ્યો ભારે રંગજો.
બાંધ્યુ દેવળ દેવી આદિનાથનું,
સફળ કર્યો જીવનનો પુણ્ય પ્રસંગ જો. ધન્ય.

લક્ષ નવાણું સુવર્ણ સીક્કા વાપર્યા,
નજરે જોતાં શોભાનો નહિં પાર જો. ધન્ય૦

ભલે જણ્યા માતાએ આવા દીકરા,
કર્યો તાતની કીર્તીનો વિસ્તાર જો. ધન્ય૦

ભીમ દેવજી પાટણના મહારાજશ્રી,
શાણા તેના શાહ વિમળ સરદાર જો. ધન્ય૦

કચ્છ માળવા મહિપત જોડે લડ્યા,
ભીમ તણો જ્યાં વરતાવ્યો અધિકાર જો. ધન્ય૦

આબુ ઉપર અસંખ્ય નાણું વાવર્યું,
બંધાવ્યાં દેરાસર પારાવાર જો. ધન્ય૦

જેની નકસી ઠામઠામ વખણાય છે,
ધીર વીર ગંભીર, મહા દાતાર જો. ધન્ય૦

એક સૈકા ઉપર અષ્ટમ સાલમાં,
જાવડશાએ કીધું ઉત્તમ કામજો. ધન્ય૦

ધર્મ ધ્યાનમાં ચિત્ત પરોવ્યું પ્રેમથી,
કર્યો તેરમો શત્રુંજય ઉદ્ધાર જો. ધન્ય૦

વસ્તુપાળ અને તેજપાળ બે બાંધવા,
ખોલી નખ્યાં લક્ષ્મીના ભંડાર જો. ધન્ય૦

તીર્થંકરના મહાન બંધાવ્યા મંદિરો,
શોભાવ્યા શત્રુંજય ને ગીરનાર જો. ધન્ય૦

ધવળપુરના મોટા મંત્રીશ્વર હતા,
રાય તણો કીધો રૂડો કારભાર જો. ધન્ય૦

દાન દયા ચારિત્ર હતું જેનું ભલું,
છતાં શત્રુથી લડવામાં તૈયાર જો. ધન્ય૦

પાંચે આ પ્રખ્યાત પુરા પોરવાળમાં,
અચળ જગમાં રાખ્યું જેણે નામ જો. ધન્ય૦
વદે શ્યામ સુત દુર્લભ મુખથી આટલું,
ધન્ય ધન્ય છે એવાના ધન્ય ધામ જો. ધન્ય૦

---

૧૧

મેઘાડંબર ગાજે—એ રાગ.

સાચા શ્રીમાલી વાણીઆ માતા લક્ષ્મીના જાયા,
સુખી રહે રાખે અન્યને, વ્યાપારે ડાહ્યા. સાચા૦
તેરસો પંદરમાં થયા કચ્છ ભદ્રેશ્વરમાં,
અન્નના દાતા દીનને એવા શાહ જગડુ શાહ. સાચા૦
મોટા મોટાઓને હેરત કર્યા રાજા બાદશાહોને.
દુકાળે અન્ન અર્પણ કર્યું લાખો મણ ગરીબોને. સાચા૦
જગત્પીતા પદ મેળવ્યું નર દુર્લભ એવા,
ક્યારે હવે અમે દેખીએ જગડુશાહ જેવા. સાચા૦
ઉદયન પિતા બાહડ દીકરો ધન્ય બેઉના નામો,
ન્યાયી જ્ઞાની દાનેશ્વરી બીજાં વીરનાં કામો. સાચા૦
જેને શત્રુંજય તીર્થનો ઉદ્ધાર ચૌદમો કીધો,
દાખે દુર્લ્લભ અહિં જનમીને લહાવો લાખેણો લીધો. સાચા૦

---

૧૨

પાવા તે ગઢથી ઉતર્યા મા કાળી રે—એ રાગ.

જેનો ઓશીઆઈ નગરે વાસ એવા ઓશવાળો રે,
જેમાં અસંખ્ય અમર નામ હૃદય નિહાળો રે,
મહારાણા પ્રતાપ પ્રધાન ભીમા શાહેરે,
ધન અઢળક અર્પ્યું દેશ રક્ષણમાંહી રે. જેનો.

**સમરાશા કરમાશાહ** થયા બે બળીયા રે,
કર્યો પંદર, સોળ ઉદ્ધાર, સિદ્ધાચળ કેરા રે. જેના૦

જેના માંડવ ગઢમાં વાસ પ્રતિષ્ટા ભારે રે,
કર્યું મંત્રીશ્વરનું કામ પેથડ કુમારે રે. જેના૦

શત્રુમાં મચાવ્યો શોર શકિત એવી રે,
દઈ લાખો સોના મહોર વર્યા જય દેવી રે. જેના૦

મંત્રી નાગરાજનું નામ જગતમાં જાણ્યું રે,
જેને દુકાળમાં દીધું દાન, બધાએ વખાણ્યું રે. જેના૦

જડયો જગતશેઠ દલકાબ હજીપણ બહેકે રે,
હજી હૈયાત જેના વંશ લક્ષ્મીથી લહેકે રે. જેના૦

આવા શેઠોના દષ્ટાન્ત હૃદયમાં લેજો રે,
સુત શ્યામ તણો સંદેશ બધાને કહેજો રે. જેના૦

---

(૧૩)

અમે ઇશ્વર માંગીએ એટલું—એ રાગ.

રૂડું પાટણ વસ્યું વનરાજથી,
સાચી અણુહીલ કેરી સહાય. નગર સોહામણું.
વિક્રમ આઠસો બેની સાલમાં,
હાટ વાટને ચઉટા સોહાય. નગર૦

ફરતો કોટ શોભે પાટણ તણો,
જેના દરવાજા સુંદર બાર. નગર૦

વચ્ચે ત્રીપોલીયું ત્રણ દ્વારનું,
દીપે દુકાનો હારો હાર. નગર૦

વિધ વિધ ઘાટના જૈન મંદિરો,
જેમાં શામળાજી નેમીનાથ. નગર૦

અષ્ટાપદ, સાવાડો, પંચાસરો,
આવે દરશને સુંદર સાથ. નગર૦

કન્યાશાળા ને જ્ઞાનના મંદિરો,
શાળા શ્રાવિકાની સુખદાઈ. નગર૦

ઉપાશ્રયની સંખ્યા શોભતી,
એક એકમાં શુભ સરસાઇ. નગર૦

એ તો મનહર તીર્થોનું ધામ છે,
સુંદર સાધનોનો નહિં પાર. નગર૦

વસે સાહુકારોને ઝવેરીઓ,
વનસ્પતિ પણ જાત અઢાર. નગર૦

જુના ખંડીએર હજી નજરે પડે,
કુશળ કારીગરોનો જ્યાં વાસ. નવર૦

ગલી કુંચી બજારોને મારગો,
જોઈ વર્ણવે દુર્લભદાસ. નગર૦

---

(૧૪)

## માંડવામાં ગાવાનાં ગીતો.

સહિઅર પહેલો વધાવો મારે આવીઓ,
મેં તો મોકલ્યા મારા દાદાજી દરબાર.
વધાવો મારે આવીઓ.
મારી માતાજીએ, ઉઠીને વધાવીઓ, વધાવો૦
આજે સઘળા જગમાં વર્ત્યો જેજેકાર.
મારા ઘર પછવાડે ગાજે ને વળી ગડગડે,
વાગે વાગે વળી ઢોલ નગારાં ને નિસાન. વધાવો૦

મગ્ન થઇને મારે આંગણે નાચતા,
ગોરી મંડળ મળીને કરતી મંગળ ગાન. વધાવો૦

મારે આંગણે અમૃત આંબો વાવીઓ,
મારે ટોડલે ટહુકે છે મોર. વધાવો૦

મારે આંગણે પારેવાં સહીયર ઘુઘવે
મારે આંગણે આંબાને આવ્યો મ્હોર. વધાવો૦

સહિઅર આજેરે સોનાનો સુરજ ઉગીઓ,
મારે આંગણે મોતીનો વરષ્યો મેહ. વધાવો૦

મારા વીરાને સોનાફુલે વધાવીઓ,
આજે ઉત્સવને આવે આનંદ ઓઘ. વધાવો૦

---

(૧૫)

## સોનાની સળીએ માંડવો—એ રાગ.

મંડપ સુંદર શોભતો, રસભર રંગે ઓપતો,
તેમાં મળ્યો શ્રાવકસાથ, શ્રાવિકા રંગ ઉમંગથી.

તેની વેદી વધાવો વ્હાલથી, સઘ લાવો પૂજાપો થાળથી,
ક્ષેત્ર દેવની આજ, પૂર્ણ પૂજા કરો પ્રીતથી.

મનહર મંડપ દીપતો, અબિલ ગુલાલથી લીંપતો,
ગાઓ મનહર ગીત, જીનવર નામ સંભારજો.

---

૧૬

## મોહનજીએ મોકલ્યું રે મોસાળું—એ રાગ.

માલણુ ગુંથી લાવ ગુણીયલ ગજરો,
તારા ગજરાનો માનીશું મજરો. માલણુ૦
તારા ગજરાનું આપીશું મુલ, માંહી ગુંથજે ગુલાબનું ફુલ,
જે તું કહીશ તે કરશું કબુલ. માલણુ૦

જેવી તારી હોય ચતુરાઇ, તેવી કરજે તેની સરસાઈ,
કાંઇ બાકી ન રાખીશ બાઇ. માલણ૦

એવી કરજે કારીગરી એમાં, જુગ્તિ હોય જોવા જેવી જેમાં,
મોહ પામેં સર્વે જણ તેમાં માલણ૦

વર મણીભાઇને રે કાજે, એવો ગુંથજે ગજરો તું આજે,
જેવો છત્રપતિને છાજે. માલણ૦

એમાં જુગ્તિ જોવા જોગ જાણી, જુઓ અંગમાં ઉમંગ આણી,
રીઝે સુભ્રદા સુંદર રાણી. માલણ૦

તને આપીશ હીરાનો હાર, વળી સોળ સારા શણગાર,
ઉપર હેમની મોહોર હજાર. માલણ૦

કવિતાની કીમ્મત ઉર આણે, એજ ગજરાનું મૂલ પ્રમાણે,
દાખે દલપત, બીજા શું જાણે ? માલણ૦

---

૧૭

## કામણ દીસેછે અલબેલા તારી આંખમાંરે—એ રાગ.

મહીલા ! મહિતળ મહિમા સદ્દવર્તનથી વધારજેરે,
ખ્યાતિ પ્રસાર જેરે. મહીલા૦

વિશ્વ સકળનો તું છે પાયો, જન્મ થતાં છે જીવન છાયો,
સ્નેહયુકત શિક્ષણથી હ્રદય ખીલાવજે રે, દુર્ગુણ દબાવજેરે. મ૦

કેળવણી કુંચી કર લઇને, હ્રદય દ્વાર ઉઘાડી દઇને,
પુનિત પ્રેમથી આત્મપોત પ્રકાશજે રે, સ્નેહ વધારજે રે. મ૦

નિજ સંતતિ સંભાળી સારી, લાડ થકી શિક્ષા દેનારી,
સ્પર્શમણિ થઇ બાળક મન દીપાવજેરે, સદ્દગુણ આપજેરે. મ૦

બાળક રોપા રૂપ ગણીને, કેળવણી વારિ સીંચીને,
દાતા શૂર કે ભકત, બાળ ખીલાવજેરે, શૂરત્વ વધારજેરે. મ૦

કાળ બધો હુન્નરમાં વાળી, ભરત શીવણુ પ્રતિ નિત્યે ગાળી,
સુંદર કાર્યે ચપળા વૃત્તિ ચલાવજેરે, મન હર્ષાવજેરે. **મ૦**

કાર્ય કરતાં દાસી થઇને, મંત્રી સમ સુવિચારો દઇને,
ધર્મ કાર્યમાં ધૈર્ય સદા મન ધારજેરે, દુઃખ વિદારજેરે. **મ૦**

તુજ શિક્ષણુથી દેશ સુધરશે, બાળક રત્ન સ્વરૂપ નીવડશે.
દેશોન્નતિનો મજબુત પાયો નાખજેરે, ભાવિ સુધારજેરે. **મ૦**

---

૧૭

## પુનમ ચાંદની ખીલી પુરિ અહિંરે—એ રાગ.

સેવે તન મન ધનથી નિજ પતિને પ્રેમેકરીરે,
ત્યાગી આળશ ને કંકાસ કપટ કુછંદ.
તેવી વનીતાને મુજ બ્હેન નિરંતર ધન્ય છે રે,
જાય પ્રાણુ ભલે પણુ શિયળ વ્રત ચુકે નહીંરે,
પાળે શાસ્ત્ર વિષે દર્શાવ્યા છે જે નેમ, તેવી વનીતાને.

### શાખી.

કુશળ રહી ગ્રહકાર્યમાં, ભજે સદા કીરતાર;
વિષય તણી ઉર વાસના, નવ રાખે તલભાર.
આડી આંખ કરી નવ જુવે કો સામું કદીરે,
ઉંચા સ્વરથી બોલે નહીં વળી કોયની સાથ. તેવી વનીતાને૦

નીતિને નવ પરહરે, ન કરે નિંદા લેશ;
કરે નહીં બનતાં લગી, કોયની સાથે દ્વેશ.
પ્હેરે નહીં પટ આછાં, લાજ વધારે નાથનીરે,
ચાલે નહીં વળી કદી ચતુરા ચંચળ ચાલ. તેવી વનીતાને૦

ગુરૂ જન કેરૂં સર્વદા, રાખે પુરણુ માન,
સુખ દુઃખને સરખાં ગણે, ધરે પતિનું ધ્યાન.

ધારે નહીં અભિમાન વદે વાણી વિવેકથીરે,
રાખે હિંમત સુયશ વધારે જગ મોઝાર. તેવી વનીતાને૦

સદા રહે આનંદમાં, ધરે નહીં ઉર રોષ;
આપે સર્વ પ્રકારથી, વડીલોને સંતોષ.

ચાલે સમય મુજબ્બ વશ વિનય વડે પતિને કરેરે,
પતિને પુછ્યા વિણ નહીં કાર્ય કરે જે નાર. તેવી વનીતાને૦

પતિ તણા દુર્ગુણ કદી, કથે નહીં કો' પાસ;
આફતમાં પણ સ્હાયતા, કરે પોતાની ખાસ.

રાખે શુદ્ધ હૃદય સદબોધ અહરનિશ સાંભળેરે,
કુલટાની કદી સંગતિ કરે ન શ્યામા જેહ. તેવી વનીતાને૦

પતિવિણ પરનરને ગણે, સુત પિતુ ભ્રાત સમાન;
રહે વિભૂના ભજનમાં, સદા વળી ગુલતાન

પાળે પ્રાચીન સતીઓ, સમજી પતિવ્રતા ધર્મનેરે;
રાખે સમદૃષ્ટિ સમતા સહુ સાથે સંપ. તેવી વનીતાને૦

---

૧૮

**માતા ચાંદલીઓ ઉગ્યોને હરણું આથમી—**એ રાગ.

સ્વસ્તી શ્રી પાટણ પુર, નગર અતિ સોહામણુંરે,
રહેછે રાજેશ્રી ત્યાં સર્વે, સદ્‌ગુણ જાણુરે.
અવસરે વહેલા આવજો.

વિદ્યા ચૌદ તણા અભ્યાસી પુરા આપછોરે,
રૂડા ગુણે દીપો ઉત્તમ, કુળમાં ભાણુરે, અવસરે૦

દાદા માનવંતા, લલ્લુભાઈના દીકરારે,
શોભે સદ્‌ગુણોથી, મણિભાઈ નામરે. અવસરે૦

લખે પાટણ નગરથી, સારાભાઈ આપને રે,
લીધા શુભ લગ્ન, આ સાલે વૈશાખ માંહીરે, અવસરે૦

રૂડા સુદ પખવાડીએ, શોભે તિથી પંચમીરે,
આવે ગરવો વાર તે, શુભ ગુરૂવારરે. અવસરે૦

અમે અજવાલી બીજે તે, મંડપ નાખશુંરે,
તેમાં શોભાની વૃદ્ધિ, કરવાને આપરે. અવસરે૦

સાથે માનેતા બ્હેનીને તમો લાવજોરે,
પ્રિતે ઇષ્ટ મિત્રો, તેડી સર્વે સાથરે. અવસરે૦

તમો આવેથી આનંદ, અમારા ઉરમાંરે,
રહેશે મંડપની શોભાનો સારો રંગરે. અવસરે૦

કેસર કંકુથી લખેલી આ કંકોતરીરે,
વાંચી વહેલેરા થાજોરે સૌ વિદાયરે. અવસરે૦

---

૧૯

## દુધે તે ભરી તળાવડી જેની મોતીડે બાંધી પાળ—એ રાગ.

શ્રી પાટણ નગર સોહામણું, જેમાં શોભે ઉંચેરા આસ;
દીપે મંદીર ઝરૂખા થકી, જાણે દેવ પુરીનો વાસ.
આંગણે આનંદ વર્તી રહ્યો રૂડાં મંગળ ગીત ગવાય,
હોંસ ભર્યો વીરો પરણશે, મારે મણિલાલ રાજ
મંડપ રચના અવનવી, જોઇ દીલડાં હરખાય,
મળી મેદની આનંદની, જેના હૈડામાં હરખ ન માય;
ઝુમ્મર હાંડી આરસીઓ, શોભે તોરણ તખ્તા સાથ.

---

૨૦

## આવ્યો તો પરદેશી પોપટો—એ રાગ.

તમે બ્હેની સજીને શણગાર, કહોને આજે કયાં જાશો?
આનંદે લેવાને લ્હાણુ, મધુરાં ગીત કયાં ગાશો?

અમે જાશું ઝવેરીવાડા મોઝાર, મણિભાઈ માંડવે;
પરણે છે વિમળા બ્હેનનો વીર, અમો તો ગીત ત્યાં ગાશું.

એ તો કેવા મોટેરા રાજન, કેવા કુળમાં જનમીયારે;
આદરીઆં શું રે મોટાં કામ, ગાવાને ગીતો ત્યાં જાશો?
જૈન કોમમાં પ્રગટયો છે દીવો, ઉત્તમ કુળમાં જનમીયારે;
સુભદ્રા વહુ પરણવા કાજ, મંડપ મ્હોટો બાંધીઓરે.

અમે સહુ સજીને શણગાર, એ શુભ સ્થળમાં જાશું;
લેવાને આનંદે લ્હાણુ, અમે તો આજે ત્યાં જાશું.

---

૨૧

ઉંચી ઉંચી મેડીને જમરખ દીવડો—વચે વચે ખાજલીયાલી ભાતરે,
ફુલનો વીંઝણો લાલભાઈ સરધરે
કીયાભાઈ ઘોડે કીયાભઇ હાથીએ કીયાભાઈ દીલ્હીના દીવાનરે—ફુલનો૦
મણિભાઈ ઘોડે પુનમચંદભાઇ હાથીએ, હીરાભાઇ દીલ્હીના દિવાનરે—ફુલનો૦
કઈ વહુ ઝાલે કઇ વહુ ઝુમણે કઇ વહુ ઓરડાની પરધાનરે—ફુલનો૦
નવી વહુ ઝાલે મોતી વહુ ઝુમણે, મોંઘી વહુ ઓરડાની પરધાનરે ફુલનો.
કઇ બેન સાસરે, કઇ બેન મૈયરે, કઈ બેન કસુંબાની કોરરે ફુલનો.
તારા બેન સાસરે, રૂખી બેન મૈયરે, ચંપા બેન કસુંબાની કોરરે ફુલનો.

---

૨૨

એક લીલુતે લીંબુ નહિ નમે, એની ડાળો નમી નમી જાય રે
વધાવો બીજા નંદને.

એવાં એવાં કઇ વહુ નહિ નમે, એવાં એવાં કંકુ વહુ નહી નમે
એના ખોળે છે નાનું બાળ—વધાવો૦

એ બાળને પોઢાડો સોના પારણે, સાસુ નણદીને લાગોને પાય વધાવો
બીજા નંદને.
વહુજી પગેપડામણ શું શું લાવીયાં, એક અખંડ ચુડોને અમર ઘાટડી વધાવો
બીજા નંદને.
ભવ ભવ રહેજો સ્વામીજીનું રાજ—વધાવો બીજા નંદને.

---

૨૩

કંકુ છાંટી કંકોતરી મોકલો માંહી લખજો બળભદ્રવીર,
મહીમા જગ માંડીઓ.
મારા સસરા આવ્યા, સાસુ આવશે,
મારો ન આવ્યો માડી જાયો વીર. મહીમા૦
ગોરી કહોતો કાશીબ્રાહ્મણ મોકલું
ગોરી કહોતો આપે તેડવા જાઉં, મહીમા૦
મારાજેઠ આવ્યાને જેઠાણી આવશે
સ્વામી તમવીણુ ઘડીએ ન ચાલે, વાણોતરને મોકલો.

---

૨૪

કસ્તુરી તોરણુ ચડીરે, દુધડે વરસ્યા છે મેહ;
કીયા ભાઇએ રાયજગ માંડીઓરે, કઇ બેન પરદેશ;
લલ્લુભાઇએ રાયજગ માંડીઓરે, મણિ વહુ પરદેશ;
લલ્લુભાઈ તે લખી કાગળ મોકલેરે, બેની વેલેરી આવ.
હું કેમ આવું દેશાવરીરે, ઘેર ઝાઝેરાં કામ;
કંઇ બેને રાયજગ માંડીઓરે, કીઆભાઈ પરદેશ;
તારા બેને રાયજગ માંડીઓરે, હીરાભાઈ પરદેશ.
તારા બેન કાગળ લખી મોકલેરે, વીરા વેલેરો આવ;
હું કેમ આવું દેશાવરીરે, ઘેર દરબારી કામ.
દહાડે તે જાય દરબારમાંરે, રાતે નામાના કામ;
રતન બાજોઠડા ઊમર જડયારે, ઘેર દરબારી કામ.

---

૨૫

મારા તે ઘર પુઠે વાડીઓ, માલણ આવેને જાય;
કંથજી કહું એક વાતડી ફુલડાંનો કંચવો સીવડાવ.
કંચવો શોભે ન ગોરી આપણે, કંચવો શોભે દરબાર;
નથી મારે મૈયર માવડી, નથી મારે માય મોસાળ,
નથી મારે કંથ કલાગરા, કોણ પુરે મનડાની હોંસ;
શબ્દ સાસુજીએ સાંભળ્યો, વહુ મારી સોસાઈ જાય.
નથી એને મૈયર માવડી, નથી માય મોસાળ;
નથી એનો કંથ કલાગરો, કોણ પુરે એની હોંસ;
ગામના માળીડા વીરા વીનવું, ફુલડાં વીણી તું લાવ;
ગામના દરજીડા વીરા વીનવું, ફુલડાંનો કંચવો સીવી લાવ;
કંચવો સીવડાવીને આપીયો, આપ્યો સાસુજી હાથ;
લ્યો મ્હારી વહુવર કંચવો, પુરો તમારા મનડાની હોંસ,
પહેલો તે તારો ઊગીઓ, ગોરી એને મહેલ પધાર;
બીજે તે તારો ઊગીયો, ગોરી એ તો દીવડો અજવાલ,
ત્રીજે તે તારો ઊગીયો, તેડાં આવ્યાં દરબાર;
કઈ દીશા જાશો ચાકરી, કઇ દીશા જોઉં તમારી વાટ,
દક્ષિણ જઈશું ચાકરી, દીલ્લી જોજો અમારી, વાટ;
બળી દક્ષિણ દેશની ચાકરી, બળીરે લંબાણની વાટ;
ભલીરે પાટણ શહેરની ચાકરી, ભલાંરે ગાયકવાડનાં રાજ.

---

૨૬

લાડકડી ચડીરે કમાડ સુંદર વરને નીરખવારે,
દાદા મારા એ વર જોજો, એ વર છે વરણાગીઓરે,
દીકરી માહારી કયાં રહીને જોયું, કયાં તારાં દીલ વસ્યાંરે,
સોના ગેડીએ રમતેરા જોયા, વદને મ્હારાં મન વસ્યાંરે. લાડકડી

દાદા મારા એ વર જોજો, એ વર છે વરણાગીઓરે,
દીકરી મ્હારી ક્યાં રહીને જોયું, કે ક્યાં તારાં દીલવસ્યાંરે,
નિશાળે ભણતેરા જોયા અક્ષરે મારાં મન વસ્યાંરે. લાડકડી.

દાદા મારા એ વર જોજો, એને મારા મન વસ્યાંરે,
દીકરી મ્હારી ક્યાં રહીને જોયું, ક્યાં તારાં દીલ વસ્યાંરે,
સભાઓમાં બોલ તેરા દીઠા, વાણીએ મારાં મન વસ્યાંરે. લાડકડી.

---

રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે—એ રાગ.

૨૭

સખી સ્વામીતણું સુખ સાચુંરે, બીજું સર્વ હું સમજું કાચુંરે,
હું તો એવું પ્રભુ પાસે જાચું, મને સદાએજ પિયુ સુખ મળજોરે.
સખી ક્યારે કરૂં પતિસેવારે, ક્યારે ખવરાવું મીઠા મેવારે,
બોલી વચનોજ અમૃત જેવા, મને સદાએજ પિયુ સુખ મળજોરે.
સખી ક્યારે ભરી જળ ઝારીરે, પાઉં પ્રેમ થકી જાઉં વારીરે,
મેં એ હૈયામાં હોંસ વધારી, મને સદાએજ પિયુ સુખ મળજોરે.
સખી પ્રેમે બનીછું હું ઘેલીરે, ભેટું કમ હું કંથને વહેલીરે,
મેં તો મરજાદ દીધી છે મેલી, મને સદાએજ પિયુ સુખ મળજોરે.
સખી વહાલી મને પીયુ વાણીરે, બીજી વાણી મેં મીથ્યા જાણીરે,
થાઉં પતિ સનમુખ કહે શાણી, મને સદાએજ પિયુ સુખ મળજોરે.
સખી નામ રટું છું હું એનુંરે, મને વદન ગમે નહિ કેનુંરે,
લાગે મુખડું એ એક મજેનું, મને સદાએજ પિયુ સુખ મળજોરે.
સખી એ તણી હું થઇ દાસીરે, એના દર્શને જાય ઉદાશીરે,
છબી એમની સુંદર ભાસી, મને સદા એજ પિયુ સુખ મળજોરે.

**વૈદ્ય કવિ દુર્લભ શ્યામ ધ્રુવ.**

૨૮

ઘડીએ ઘડીએ રંભાબાઇ કાગળ મોકલે
જાઇવર વેલરો આવ, સુંદર વર વેલરો આવ!
તારા ઘડીયા લગ્નરે વઈ જાશે.
દાદા હું તો આંબાને તોરણુ નહિ પરણું,
ઘડી એક વેલી પરણીશ, ઘડીએક મોડી પરણીશ;
ઝટો ઝટરે મોતીના તોરણુ નીપજે.
દાદા લાકડાને બાજોઠ, હું તો નહિ પરણું,
ઘડી એક વેલી પરણીશ, ઘડીએક મોડી પરણીશ;
ઝટો ઝટરે રૂપાના બાજોઠ નીપજે.
દાદા ઠીકરાની ચોરીએ હું તો નહિ પરણું,
ઘડીએક વેલી પરણીશ, ઘડીએક મોડી પરણીશ,
ઝટો ઝટરે પીતળની ચોરી નીપજે.

---

(૨૯)

લગ્ન બાજોઠીઆને રતને જડીઆ, કુંવારી કન્યાને કાગળ લખી મોકલીઆ;
વર વેલારો આવે રાણીના જાયા, હું કેમ આવું મોંઘીબાઇની છોડી.
આડારે દરિયા ને સમુદ્ર ભરીઆ, તે વચે વહાણુ છીપાવો વરરાજા;
વહાણે બેસીને વહેલા આવો વરરાજા, ચૈત્ર વૈશાકના તડકા રે પડશે.
ધોરી બળદીઆના પગરે તળવાશે, ગોરા જાનૈયા વળી રજે ભરાશે;
ગોરી જાનડીઓ શામળી થાશે, ભાઇરે! છોટુભાઇના ફુલડા કરમાશે.

---

૩૦

માંડવા હઠ બાજોઠીઆ ઢળાવો, કે ફરતી મેલોને કંકાવટી,
તેડાવોને કાંઇ જોશીડાના બેટા, કે આજ મારે લખવીરે કંકોતરી.

બંધાવોરે વીરા છોટુ ભાઇને છેડે, કે જાયરે મણીબેનને સાસરે,
બેનીરે તમે સુતા છો કે જાગો, તમારે મૈયર પગરણુ માંડીયા.
વીરા રે તમે કીયા દેશથી આવ્યા, કે કીયે દેશ તમારા બેસણાં,
બેની રે હું પાટણથી આવ્યો કે મુંબાઈ શહેર અમારા બેસણાં.
વીરે રે તમે કીયા શા ના બેટા કે કંઇ માની કુખે અવતર્યા,
બેની રે હતો મોતીભાઇનો બેટો કે, ગંગાબાઇ માતા કુખે અવતર્યો.
વીરારે હું ગરથલીયાની ઘેલી કે, આંગણે આવ્યોરે વીર ન ઓળખ્યો;
મોર રે મારા છોટુભાઇના ઘોડા કે પડઘમ વાગે ને ઘુઘરા ઘમઘમે,
કેડે રે મારે ગંગાબાના માફા, ઇંડા ઝળકે રે સોના વરણા.

૩૧

લીલુડી તળાવડીને, લીલો મારો માંડવો
લીલી સાજનીયાની જાન, વીરાજી આવો અમારે માંડવે,
મેલજો કેવડીયાના છોગા, વીરાજી આવો અમારે માંડવે.
લીલુડા તે વાંસનો રે માંડવો રોપીયો,
આપ્યા સાજનને સન્માન, વીરાજી, આવો.
મોતીભાઇએ અવસર આદર્યો
રાખી અંતરમાં અભિલાષ વીરાજી આવો.
લીલુડી તળાવડી ને અમૃત જળ ભર્યાં
ભોજન ઉપજાવો ખાસ, વીરાજી આવો.
બોલાવો જઇ સવિતાબા પાતલા
ભાઇઓ સર્વેનો સાથ વીરાજી આવો.
સગા સંબંધીને સ્નેહિ સર્વને
તેડાવોને ભલી ભાત વીરાજી આવો.
શોભા કરજો રે નવનવ રંગથી
રાખી તમ કુળની લાજ વીરાજી આવો.

---

## ૩૨

સરસ્વતી સ્વામીને વિનવું, ગણપત લાગું છું પાય રે,
હું તમને શ્રીકૃષ્ણ વિનવું, માંડવા સોળે રોપાવોરે,
પહેલે તે માંડવે પૂતળી, બીજે જાવંત્રીના છોડરે,
ત્રીજે તે રાયજગ માંડીયા, ચોથે રનાદેના મલપરે,
પાંચમે પગરણ માંડીયા, છઠીના જગવ્યા છે જાગરે.
સાતમે સાજન તેડીયા, આઠમે અગ્નિના હોમરે,
નવમે નવખંડા પૂજ્યા, દશમે દશરાજા દેવરે.
અગ્યારમે એકાદશી અતીભલી, બારમે રંગ્યા છે બારરે.
તેરમે તંબોળ છાંટીઆં, ચૌદમે ચોલ મજીઠરે,
પુનમે વરકન્યા પરણુશે, પડવે તો કન્યાના દાનરે.

બીજો રાગ—શ્રીકૃષ્ણ નદીએ તે ન્હાવાને જાયરે,
રૂક્ષ્મણી મહિયરીએ જઇ આવ્યારે.
સાસુ કહે વહુ પગે પરણું શું શું લાવ્યારે ?
લાવ્યા લાવ્યા રૂપૈયા દશ વીશ રે.
તોય સાસુ મચરકા વળી બોલ્યારે,
શીદને સાસુ મચરકા વળી બોલો રે.

---

## ૩૩

નથી મારા દાદાએ એ વર જોયોરે,
નથી મારી માતાએ એ વર પોંખ્યોરે,
નથી મારી મામીએ છાબજ લીધીરે,
નથી મારા મામાએ મોસાળા ભરીઆરે.
નથી મારા કાકાએ કન્યાદાન દીધાંરે,
નથી મારી કાકીએ કંસાર પીરસ્યોરે,
નથી મારા વીરાએ જવતળ હોમ્યારે,
નથી મારી ભાભી માંડવા હેઠ મહાલીરે.

નથી મારી બ્હેનીએ મોડ મળાવ્યોરે,
નથી મારી સહીયરે મંગળ ગીત ગાયાંરે,
બાઈ હું તો દેવને ચઢાવું ફુલ ગજરારે,
તેને તપે વસુદેવ સરખા સસરારે.
બાઇ હું તો દેવને ચઢાવું ફુલ જાસુરે,
તેને તપે દેવકીજી સરખા સાસુરે,
બાઇ હું તો દેવને ચડાવું લવીંગ એલચીરે,
તેને તપે સુભદ્રા સરખી નણદીરે.
બાઇ હું તો દેવને ચઢાવું ફુલ અરણીરે,
તેને તપે પાતળીયો વર પરણીરેરે,
બાઈ હુંતો દેવને ચઢાવું ફળ ફુલહારરે,
તેને તપે શ્રીકૃષ્ણ સરીખા ભરતારરે.

---

૩૪

બંગલામાં કોણ કોણ સાજન બેઠારે,
બંગલામાં લલ્લુભાઇ સાજન બેઠારે.
ઓલી દોલી બેઠા છે બંગલામાં રે,
સાહેબ સુબા બેઠા છે બંગલામાં રે.
બેઠા બેઠા સોનીડા તેડાવેરે,
વહુવારૂ માટે ઝાલર ઝુમણાં ધડાવેરે.
બંગલામાં કોણ કોણ સાજન બેઠારે,
બંગલામાં ચુનીભાઇ સાજન બેઠારે.
બેઠા બેઠા દોસીડા તેડાવે રે.
વહુવારૂ માટે ચીર સાડીયો મુલવાવેરે,
બંગલામાં કોણ કોણ સાજન બેઠારે,
બંગલામાં મણીભાઇ સાજન બેઠારે.
બેઠા બેઠા દરજીઓ તેડાવેરે
વહુવારૂ માટે સાડીઓ ભરાવે રે.

૩૫

વીરે પાંચમના પગરણુ આદર્યાં.
વીરે વાર લખ્યો સોમવાર, વીવા આવ્યા ઢુકડા.
વીરે અહાંથી તે તેજણુ ખેલવી,
વીરે જઈ ચડયા પાટણુ ગામ મોઝાર—વીવા૦
બ્હેની ઉંડા દિવાળી બા પાતળા,
તમે સોળ સજો સણુગાર—વીવા૦
વીરા હું કેમ આવું એકલી,
અમારો ઇશ્વર સમો ભરતાર—વીવા૦
તમારા ઇશ્વરને ચઢણુ ઘોડલા,
મારી બેનને માફાળી વેલ—વીવા૦
તમારા ઇશ્વરને ઉતારા ઓરડા,
મારી બ્હેનીને મેડીના મહેલ—વીવા૦
તમારા ઇશ્વરને દાતણુ દાઢમી,
મારી બ્હેનીને કાનોરી કાન—વીવા૦
તમારા ઇશ્વરને ન્હાવણુ કુંડીઓ,
મારી બ્હેનીને ઝીલણીયા તળાવ—વીવા૦
તમારા ઇશ્વરને ભોજન લાપસી,
મારી બ્હેનીને સાકરીઓ કંસાર—વીવા૦
તમારા ઇશ્વરને મૂખવાસ એલચી,
મારી બ્હેનીને પાનનાં બીડાં—વીવા૦
તમારા ઇશ્વરને રમત બાજીયો,
મારી બ્હેનીને પાસાની જોડ—વીવા૦
તમારા ઇશ્વરને પોઢણુ ઢોળીયા,
મારી બ્હેનીને હીંચોળાખાટ—વીવા૦

---

૩૬

પાટણુથી રે કાંઈ પોપટડો મંગાવો કે,
અમદાવાદી મંગાવો પાંજરૂં.
પાંજરે રે કાંઇ રતન જડાવો,
ફરતાં મેલોરે કશબી ફૂમતાં.
બંધાવો રે મારા રસીયા દેરામાંહી કે,
દેરે આવેરે છોટુભાઇ મલપતા.
હાથમાં કાંઇ કેશરની વાડકી કે,
પૂજા કરશે રે વીર મારો ભાવથી.
પાટણુથી કંઈ પોપટડો મંગાવો કે,
અમદાવાદી મંગાવો પાંજરૂં.
પાંજરે કાંઈ હીરાને જડાવો,
ફરતાં મેલોરે કશબી ફૂમતાં,
બંધાવોરે મારા રસીયા દેશમાંહી કે,
દેરે આવેરે લલ્લુભાઇ મલપતા.
હાથમાં કંઈ ફુલની છાબડીઓ કે,
આંગી રચશે રે વીર મારો ભાવથી.

---

૩૭

દાદા ગોળરે માળવીઓ, ચોખા સુરતી.
દાદા જમાઈ થોડા થોડા તેડો રે, કુંવારીયા ઝાઝા તેડજો રે,
દાદા જમાઇ રમી જમી જાય રે, કુંવારીયા ઘોડા ખેલવે રે.
દાદા દીકરીઓ થોડી થોડી તેડો રે, વહુવારૂ ઝાઝી તેડજો રે,
દાદા દીકરીઓ રમી જમી જાએ રે, વહુવારૂ આપણા ઘેર વસે રે.

---

## ૩૮

ઇશ્વર તોલે સસરાજી માગું,
પારવતી તોલે સાસુજી માગું.
માગું રાનાદે મજીયારો, ધન્ય ધન્ય સોવરણે,
દીયર જેઠ ઘોડે ચઢંતારે માગું,
દેરાણી જેઠાણી વાદજ માગું. માગું૦
ચુંદડીયાળી નણંદજ માગું,
નગણો નણદોઇ આંગણુ આવે તો માગું માગું૦
પાઘડીયાળો પુત્રજ માગું,
લેરખડી વહુ આવતી માગું માગું૦
ઘાટડીયાળી દીકરી માગું,
છેલ જીબીલો જમાઇ આંગણે આવે તો માગું માગું૦
ઇશ્વર તોલે સસરોજી આપ્યા,
આપ્યા રાનાદે મજીયારો, ધન્ય ધન્ય સોવરણે માગું૦

---

નોટ–પાછું ફરી બોલતાં સર્વ ઠેકાણે માગુંને બદલે આપ્યા બોલીને આખું ગીત ફરી બોલવું.

## ૩૯

મારી આંગલડી ભીંજાય રે, મારો નખ નમેરે,
મારો ફરકે છે ડાબા પગનો લાંક રે,
ઘેર કોણુ કુંવરીઆ આવશે રે,
મારે જીવાજીભાઇ આવ્યા ચુનુભાઈ ભાઇ આવશે રે;
હું તો જોઈ રહી છું મણીભાઇની વાટરે,
મોહનભાઈ આવે રંગ રહેશે રે;
મારી આંગલડી ભીંજાયરે મારો નખ નમે રે,
મારો ફરકે છે ડાબા પગનો લાંકરે.

ઘેર કોણુ દીકરીઓ આવશે રે,
મારે ગંગા બા આવ્યાં રૂખીબા આવશે રે;
હું તો જોઈ રહું છું મોંઘી બાની વાટ રે,
ચંપા બા આવે, રંગ રહેશે રે;
મારી આંગલડી ભીંજાય રે, મારો નખ નમે રે,
મારો ફરકે છે ડબા પગનો લાંક રે.
ઘેર કોણુ જમાઇઓ આવશે રે,
મારે કાન્તીલાલ જમાઈ આવ્યા, અમીચંદ ઝવેરી આવશે રે;
હું તો જોઇ રહી છું લહેરૂભાઈ જમાઇની વાટ રે,
હરખચંદ આવે રંગ રહેશે રે;
મારી આંગલડી ભીંજાય રે મારો નખ નમે રે,
મારો ફરકે છે ડાબા પગની લાંક રે.
ઘેર કોણુ વહુવારૂ આવશે રે,
મારે સુશીલાવહુ આવ્યાં, મણીવહુ આવશે રે;
હું તો જોઈ રહું છું ચંપાવહુની વાટ રે,
કેશર વહુ આવે રંગ રહેશે રે.

---

૪૦

અગર ચંદનના ઓરડા, સુખડ રસીયા કમાડ,
સાગ સીસમનો ઢોલીયો, અમરા ડમરાનો વાસ.
અતલસનાં ઓસીકડાં, મશરૂની તળાઇઓ,
ગલવી ગાલ મશુરીઆ, ભેરવના ઓછાડ.
ત્યાં ચઢી મોતીભાઈ પોઢશે, કસ્તુર વહુ ઢાળે વાસર,
વાસર ઢોળંતાં પૂછીયું. સ્વામી સુણો મોરી વાત.
જેવારે જેઠાણીને તન મનીયા, તેવા અમને ઘડાવો,
ભાઇરે મોહનભાઇ વિનવું, આડી વંડીયું ચણાવો.

તમારી ગોરીને તનમનીયા, અમારા ઘરમાં વઢવાડો,
સંપત હોય તો ઘડાવીએ, નહિ તો સમજીને રહીએ.
નવા નગરનો સોનીડો, સામે ઓરડે બેસાડો,
જેવારે જેઠાણીને તનમનીયા, તેથી સવાયા કરાવો.
એક કરે એક વેરીયું બીજી ધાન્ય ન ખાય,
ત્રીજીએ માંડી બા રૂસણાં, ચોથી મહીયર ન જાય.
પાંચમીને પાટ બેસાડીયાં, છઠ્ઠીને જમવા બેસાડો,
સાતમીને પીરસવા બોલાવીઆ, આઠમીને રાંધવા બેસાર્યા,
નવમીને જમવા બેસાડીઆ, ભરે ભાણે ન ધરાય.

---

## માણેક સ્થંભ રોપતી વખતે ગાવાના ગીત.

### ૪૧

મારે આજનો દિવસ અતિ ઉજળો રે,
હું તો ગણેશ વધાવવાને જઈશ.
મારે સોના સમો રે સુરજ ઉગીયો રે,

મોટે હરખે મેં પગરણ માંડીયું રે,
હું તો લાખેણો લાવો લઈશ. મારે૦

આજ સુખનો રત્નાકર રેલીઓ રે,
આજ લક્ષ્મીની દીસે લીલા લેરરે. મારે૦

આજ દશે દિશાઓ દીસે ઉજળી રે,
આજે શોભી રહ્યું છે સારૂં શહેર. મારે૦

હું તો તરીયાં તોરણ બાંધું ટોડલે રે,
મોંઘા મોતીડે પુરાવું હું ચોક. મારે૦

હું તો વાજાં વગડાવું હેતે હરખના રે,
લીલા જોવા મળે લાખો લોક. મારે૦

મારે આંગણે સાજન મળી આવશેરે,
મારાં ઝરૂખા ઝાક ઝમાળ. મારે૦

ઓપે ઇંદ્રાપૂરી મારા ઓરડા રે,
સોના પત્રે મઢેલી પરસાલ, મારે૦

આજે ઘેર ઘેર છે આનંદ ઘણો રે,
આજે શણગાયું છે સારૂ ગામ. મારે૦

એવો અવસર ઉત્તમ જાણીને રે,
દે છે ઉત્તમ આશીશ શીવલાલ. મારે૦

---

## પીઠી ચોળતી વખતે તથા નમણું કરતી વખતે.

૪૨

પીઠી પીઠી ચોળેરે પીતરાણી, હાથ પગે ચોળે રે વરની ભાભી,
મૂખડાં નિહાળેરે વરની માતા, જડવાસે જડવાસે વરની ફૂઇબા.
ફૂઇબાને ફુમતીઆની સાડી, તોયે ફૂઇની હડધી ફાંદ ઉઘાડી.
પીઠી ભર્યા બેઠા છે પાટે, હવે જુએ ચુનીલાલ વાટ રે,
વરના મામા વેગે વ્હેલા આવો, મણીભાઇને પાટેથી ઉઠાડો રે.
ઢીંચણ ઉપર ઢોલીઆ વગડાવોરે, મામાને સુતા ઉઠાડોરે—પીઠી૦

---

૪૩

આજે મંગળ દીન સુખકારીરે, કરો લગ્નની સખી તૈયારીરે,
રચો સુંદર કુસુમની માળારે, લાવો અર્ઘ અનોપમ બાળારે.

ગાવો મંગળ ધવળ ઉમંગેરે, રમો રસભર રમણી રંગેરે,
પહેરો પાટુલ પ્રેમથી બેનીરે, ધરો ભૂષણુ ભામની ભારીરે.
ચોળો સઘ સુગંધી પીઠીરે, વદો વાણી મનોહર મીઠીરે,
પહેરો કંકણુ રત્નનાં હાથેરે, ધરો ચંદ્ર મનોહર માથેરે.
આપો સ્વાગત સૌને પ્રિતેરે, જાની વાસો દ્યો જાનને પ્રિતેરે.
માતૃભુવન ભલું શણગારોરે, રાખી ચીત્ર કેરા રંગ સારોરે,
પૂર્ણ પાત્ર ભરો ભલી ભાતરે, દીપમાળ રચો રૂડી રીતરે.
દીવ્ય કળશ શોભાવો સારોરે, વરમાંચી મનોહર ધારોરે.
લીપી ગોમય વેદી વધાવોરે, બ્હેની લ્યો રસ રંગથી લ્હાવો,
ગોરી ઉમંગથી ગીત ગાવોરે, આદીનાથ અંતરમાં લાવોરે.

## ૪૩ (અ)

પીઠી પાવલાની પાશેર, પીઠી અડધાની અછેર,
પીઠી રૂપીયાની શેર, પીઠી આણી અમારે ઘેર;
પીઠી વાડકે ઘોળાય, પીઠી વરરાજાને ચોળાય,
પીઠી પાવલાની પાવલાની પાશેર.

---

## ૪૪

પીઠી ચોળેરે પીતરાણી.
પહેલી પીઠી ચડશેરે, મારા જીયા વરને,
ઉતરતી ચડશેરે, પેલી છોડીને.
પાકાં તેલ ચડશેરે, મારા જીયા વરને,
કાચાં તેલ ચડશેરે, પેલી છોડીને.
પડતી કેરી ખાશેરે, મારા જીયા વરરે,
ગોટલા તો ચુસશેરે, પેલી છોડીરે.

---

૪૫

રૂડો બાજોઠ છે બહુ મુલનો,
ત્યાં બીરાજીરે હરખ સહિત.
  લાડકડો કાડીલા અંઘોળ કરે.

તે સમયની શોભા શી વરણવું,
ખુશી ઉપજેરે તે જોતાં ખચીત. લાડકડો૦
ત્રાંબા કુંડી ઉંડી રૂડી ઓપતી,
માંહી ભરીયારે નિરમળ નીર. લાડકડો૦
શીર તેલ સંચારે સુવાસનાં,
નવરાવેરે ચોળી શરીર. લાડકડો૦
ભલા પીતળ લોટા જળે ભર્યા,
અંગ ઉપર રે રેડે અધીક. લાડકડો૦
હિમાલયથી ગંગાનદી જેમ વહે,
એમ ચાલીરે નીરની નીક. લાડકડો૦
અલબેલા અંઘોળી ઉભા થયા,
અંગ લુહ્યુંરે લઇને રૂમાલ. લાડકડો૦
અંગ વસ્ત્ર ધર્યાં રૂડાં ઓપતાં,
કર્યો કંકુનોરે ચાંડલો લાલ. લાડકડો૦
પુરા પ્રેમથી માતાએ પોંખીયા,
લીધાં વારણાંરે વારંવાર. લાડકડો૦
ઉતરીને સંપટીયું આગળ ધર્યું,
કર્યો એ રીતે રે કુળનો આચાર. લાડકડો૦
મામે આવી તેડી લીધા તે સમે,
પધરાવ્યારે થીર રૂડે ઠામ. લાડકડો૦
આશા પૂર્ણ હજો જૈન બાળાની,
દે છે આશીશ રે સુંદર શીવલાલ. લાડકડો૦

---

# છાબભરીને લઇ જતી વખતે ગાવાનાં ગીતો.

૪૬

તાંબા કુંડી તે નગર સોહામણી—એ રાગ.

અમે સંપતે લાવ્યા છાબ શોભતિ, હોય ખામી તો રે પૂરશે વેવાઇ
શોભે મોટો માંડવો.
અમે અમ્બર લાવ્યાને સાડી લાવશું, શોભે મોટો માંડવો.
અમે પોલકા લાવ્યા ઝાઝા મૂલ્યના, શોભે મોટો માંડવો.
અમે હેમ લાવ્યાને મોતી લાવશું, શોભે મોટો માંડવો.
અમે થાળ ભર્યારે ઘણા હોંસથી, શોભે મોટો માંડવો.
અમે જોયા વેવાઇ વહેવારીયા, શોભે મોટો માંડવો.
અમે જોયા વેવાઇ વિવેકીલા, શોભે મોટો માંડવો.

---

૪૭

જી હો પહેલો તે સ્થંભ હીરે જડયો,
હીરાવાળાના નામ ન જાણું. વિવાહ આવ્યા ઢુકડા,
જી હો બીજો તે સ્થંભ સોને જડયો,
સોના વાળાના નામ ન જાણું. વિવાહ૦
જી હો ત્રીજો સ્તંભ રૂપે જડયો,
રૂપાવાળાના નામ ન જાણું. વિવાહ૦
જી હો ચોથો સ્તંભ મોતીએ જડયો,
મોતી વાળાનું નામ ન જાણું. વિવાહ૦
જીહો સાંગામાચીએ બેઠા પુન્ય કરે
પુન્યવંતાના નામ ન જાણું. વિવાહ૦
જી હો બવલી બજારે નાણું ફેરવે,
નાણાવટીઆનાં નામ ન જાણું. વિવાહ૦

જી હો કેડે તો કુંચીઓ ખડખડે,
શેઠીઆના નામ ન જાણું. વિવાહ૦

જી હો ડેલીએ બેઠા દાતણ કરે,
દાતારીના નામ ન જાણું. વિવાહ૦

જી હો ત્રાંબાને બેઢે પાણી ભરે,
વહુવારૂના નામ ન જાણું. વિવાહ૦

જી હો લીલી ટોપીને પીલાં આંગલાં,
બાળકડાના નામ ન જાણું. વિવાહ૦

જી હો બાર સાખે હસતી પૂતળી,
દીકરીઓનાં નામ ન જાણું. વિવાહ૦

જી હો ચકમાં તે છુટી લેલડી,
આણે વળાતીનાં નામ ન જાણું. વિવાહ૦

---

## ૪૮

ત્રાંબાકુંડી તે નગર સોહામણી,
માંહે ભરીયાંરે ગવરીના ઘીય—સાહેલીરે આંબો મોરીયો.

ક્રિયા ભાઇને તે આંગણ આંબલો,
ક્રિયા ભાઇનેરે આવે શીળી છાંય. સાહે૦

ક્રિયા ભાઇને મેડીયે દીવા બળે,
ક્રિયા વેવાઇને ઘોર અંધાર. સાહે૦

ક્રિયા ભાઇને તે વરધે વિવાહ,
ક્રિયા ભાઈનેરે ખરચ્યાનો ઉછરંગ. સાહે૦

કઇ વહુને તે ચિર ઉપર ચુંદડી,
કઈ વહુનેરે મોતી જડયો મોડ. સાહે૦

કઇ વહુને તે કાંબી ઉપર કડલાં,
કઇ વહુને રે ઘુઘરીઓ ઘમકાર. સાહે૦

ખીમાભાઇને તે આંગણુ આંબલો,
જીવાભાઇને રે આવે શીળી છાંય. સાહે૦

ચીમનભાઇની તે મેડીએ દીવા બળે,
વેવાઇને રે ઘોર અંધાર. સાહે૦

સુંદરભાઇને તે વરઘે વિવાહ,
ભીખાભાઇનેરે ખરચ્યાનો ઉછરંગ. સાહે૦

નવી વહુને તે ચીર ઉપર સુંદડી,
ગજરા વહુને મોતી જડયો મોડ. સાહે૦

હીરા વહુને કાંબી ઉપર કડલાં,
સુંદર વહુને ઘુઘરીઓ ઘમકાર. સાહે૦

---

## મોસાળામાં ગાવાના ગીતો.

૪૯

મોહનજીએ મોકલ્યુંરે મોસાળું, માંડી જાયેરે મોકલ્યુંરે મોસાળું,
બેનડ વીરાયે મોકલ્યુંરે મોસાળું, સહોદરે મોકલ્યુંરે મોસાળું.
મોસાળું તે મલપતું આવે, મેઘાડંબરની પેઠે ગાજે. મોહન૦
મારા વીરાજી આવ્યારે શેરી, મ્હેં તો ફુલડાં નાખ્યાં વેરી. મોહન૦
મારા વીરાજી આવ્યારે ખડકી, મારી દુઝણી ભેંસો ભડકી. મોહન૦
મારી માડીનો જાયોરે ભાઇ, સારે અવસરે આવ્યો ધાઇ. મોહન૦
કર્યું મોસાળું મન હરખાઈ, વધો કુળની આબરૂ સવાઈ. મોહન૦

---

૫૦

**મ્હારો આવળ બળવાનો રેંટીયારે—એ રાગ.**

હું તો ગોખે બેસીને જોઉં વાટડીરે,
મારા વીરાનું જોવા વદન, હોંશથી જોઉં વાટડીરે.
હું તો દુર જોઉંરે રજ ઉડતીરે,
ઝળકે વીરાકેરી કસબી પાઘ, હોંશથી જોઉં વાટડીરે.
વાટે જાતાં મુસાફર વીરા વીનવું રે,
(જોયો) રઢીયાલી ઘોડીનો સ્વાર? હોંશથી જોઉં વાટડીરે.
વાટે આવે વીરોજી ઝાઝી હોંશથીરે,
લાવે ઘોડલીને ઝડપતી ચાલ, હોંશથી જોઉં વાટડીરે.
મેં તો દીઠા વીરાને વાટે આવતારે,
મ્હારા હૈડામાં હર્ષ ન માય, હોંશથી જોઉં વાટડીરે.
મેં તો લીધાં વીરાંના ઓવરણાંરે,
ઉગ્યો અંતર આનંદ ચંદ્ર, હોંશથી જોઉં વાટડીરે.
મ્હારા વીરે આવીને રંગ રાખીયોરે,
રાખ્યું પિતાજીનું પવિત્ર નામ, હોંશથી જોઉં વાટડીરે.
મ્હારા વીર જાણીરે રૂડી રીતનોરે,
આવી અવસરે આંગણીએ આપ, હોંશથી જોઉં વાટડીરે.

૫૧

રૂડું પાટણ નગર સોહામણુંરે,
જેની બેવડી હાર બજાર, લેવી બહુ રંગીલી ચુંદડીરે.
શાણાં શુભદ્રા બેનને કારણેરે,
ઘાટે રૂડા નમણા રૂડે રંગ, લેવી બહુ રંગીલી ચુંદડીરે.
વીરા જઇને જુવે બજારમાંરે,
બેઠા દોશીડાને હાટ, લેવી બહુ રંગીલી ચુંદડીરે.
વીરો દોશીડાને વિનવેરે,
કાઢ મોંઘેરો તું માલ, લેવી બહુ રંગીલી ચુંદડીરે.

આપ સાળુ જરીયત સોભતારે,
જેના ઝાઝેરા મુલ અમૂલ, લેવી બહુ રંગીલી ચુંદડીરે.
આપ સાડી સોનાના સલીરે,
જેની ચોખલીઆળી ભાત, લેવી બહુ રંગીલી ચુંદડીરે.
ચાર છેડે મોતી ટાંકીયાંરે
વચમાં સોનેરી ભરતનું કામ, લેવી બહુ રંગીલી ચુંદડીરે.
હોંસે ઓઢીરે બ્હેની નીરખાંરે,
નીરખી માતા મન હરખાય, લેવી બહુ રંગીલી ચુંદડીરે.

---

૫૨

વીરા ચાંદલીઓ ઉગ્યોને હરણું આથમ્યુ;
વીરા કયાં સુધી જોઉં તમારી વાટરે.
મોસાળા વેળા વહી જશેરે.

એની જોશીડાને હાટરે, ઘોડલા હલકી ઉભારે,
એની મુરત જોવડાવતાં લાગીરે લારરે મોસાળા.
વીરા ચાંદલીઓ ઉગ્યોને હરણું આથમ્યું,
વીરા કયાં સુધી જોઉં તમારી વાટરે મોસાળા.
એની દેશીડાને હાટરે, ઘોડલા હલકી ઉભા રહ્યા,
એની પાઘડીઓ વસાવતાં લાગી વારરે મોસાળા.
વીરા ચાંદલીયો ઉગતોને હરણું આથમ્યું,
વીરા કયાં સુધી જોઉં તમારી વાટરે મોસાળા.
એની સોનીડાને હાટરે, ઘોડલી હલકી ઉભા રહ્યા,
એની ઘરેણાં ઘડાવતાં લાગી વારરે મોસાળા.

---

૫૩

જલ હળે મોતી વીરા, નિરમળ નીરરે
માડીનારે જાયા કીયાભાઈ, આવડી વાર કયાં લાગીરે.
હાથીડારે હલકયા બેની, જોશીડાને હાટેરે,
મુરત જોવરાવે મામા, મોસાળાને કાજેરે,
મોંઘારે મોસાળાં મારાં, મણીભાઇ નેકાજેરે,
એથીરે ભલેરાં મારાં, લલ્લુભાઇને કાજેરે,
મલપતા મોસાળાં મારે, સારાભાઇને કાજેરે,
હાથીડા હલકા બેની, દોશીડાને હાટેરે,
પાઘડીઓ વસાવે મામા, મોસાળાને કાજેરે,
હાથીડારે હલકા બેની, સોનીડાને હાટેરે,
કંઠીઓ ઘડાવે મામા, માસાળાને કાજેરે,

---

૫૪

વીરા સ્નેહ સહિત ઝટ આવો, મોસાળાની તેવડ લાવો,
મોસાળમાં શું શું રે જોઇશે, મોહનજી મોકલોરે મોસાળા;
જીવણજી મોકલોરે મોસાળા.
મારા સસરાને ડગલોને ડોટી, સાસુડીને સોળસે પટોરી, મોહનજી.
મારા જેઠને પાઘડી બંધાવો, જેઠાણીને સાડીઓની રીત, મોહનજી.
મારા દીયરને સેલા બંધાવો, દેરાણીને દક્ષણના ચીર, મોહનજી.
મારા નણદીનાં ઝુમણાં રંગાવો, નણદોઇને પેંગડે ઝુલ, મોહનજી.
મારી બેનીનો ચુડલો કોરાવો, બનેવીને મુઠ ભરાવો, મોહનજી
મારા ગોરને ધોતીઆં અપાવો, ગોરાણીને છાયલાની રીત, મોહનજી.
મારી શેરીમાં શેશો ભરાવો, પર શેરીમાં સાત સોપારી, મોહનજી.

મારી નાતમાં નાળીએર અપાવો, પર નાતમાં ફોફળ પાન, મોહનજી.
મેં તો ચરૂ ભરી શેવ ઓસાવી, ઉપર ખાંડને ઘી પીરસાવી, મોહનજી.
વીરા આટલી સંપત હોયતો આવો, નહીંતો રહેજો તમારે ઘેર, મોહનજી.

---

૫૫

એક સોનાનો ખડીયો ને રૂપાની લેખણ,
મહીયર લખોરે કંકોતરી.
બાના મામાને લખજો, બાના કાકાને લખજો.
ઘણું રે ઘણું રે બાના વીરાને લખજો.
બાના કાકા તે આવ્યા, બાના મામા તે આવ્યા,
ગરથના લોભી વીરા ન આવીયારે.
ગરથના લોભી વીરા લોભ ન કરીએ,
સંપત હોય તો મોસાળાં ભરીએ,
(નહિ તો) અવસર આવી ઉભા રહીએ. એક સોનાનો

---

૫૬

સકળ નાહોલીઓ વીનવે, સાંભળો ઘરની નાર,
મારૂં તે સઘળું કુટુંબ આવીયું, તારાને તેડાવ.
સાંઢ ઝુકારીયા સવા લાખના, મારા દાદાજી દરબાર,
મારા તે બાંધવ ગયા ઓરડે, ભત્રીજો નાનેરો બાળ.
હાથ લખ્યું મુખ વાંચ્યું, શું જોશે મોસાળાની રીત,
સસરાને લાવે વીરા ડગલો, મારી સાસુને દક્ષિણીચીર.
જેઠને લાવે વીરા પામરી, જેઠાણી ઘરચોળા જોગ.
દીઅરને વીરા પાઘડી, દેરાણી છાયલ જોગ,
નણંદીને લાવે વીરા ચુંદડી, નણદોઇને બેરવ જુગ,
કુટુંબને લાવે વીરા કાપડું પાડોશી શ્રીફળ જોગ.

ઘરના ધણીને ઘોડા હાંકલો, તારી બેનીએ મોતી જડ્યો મોક,
એટલી સંપત હોય તો આવજો, નહિ તો રહેજો તમારે દેશ.

---

૫૭

માડી જાયા મોકલોને મોસાળા,
મોહન વીરા મોકલોને મોસાળા,

મોસાળામાં રશીઆ આંકા,
મોસાળા લઈ આવે બેનના કાકા—માડી૦

મોસાળામાં રસીઆ આંબા,
મોસાળા લઈ આવે બેનના મામા—માડી૦

મોસાળામાં રસીઆ હીરા,
મોસાળા લઈ આવે બેનના વીરા—માડી૦

મોસાળા તે આવ્યા શેરી,
મેં તો ફુલડાં નાખ્યા છે વેરી—માડી૦

મોસાળા તે આવ્યાં ખડકી,
મારી દુઝણી ભેંસ તે ભડકી—માડી૦

---

૫૮

ઉજળા મોતીને નીરમળા નીર રે
હું રે તમને પુછું મારા મણી ભાઈ વીરરે,
આવડલીરે વાર વીરા શાને તમને લાગીરે ?
સોનીઆને હાટ ઘોડા અટકીને ઉભોરે.
લાલ ઝુમણાં ઘડાવો વીરા દિવાળી વહુને કાજરે.

ઉજળા મોતીને નીરમળ નીરરે,
હું રે તમને પુછું મારા મણીભાઇ વીરરે.
આવડલીરે વાર નીરા શાને તમને લાગીરે
દોશીડાને હાટ ઘોડો અટકીને ઉભોરે,
ચીર ચુંદડી વસાવો વીરા દિવાળી વહુને કાજરે.
ઉજળા મોતીને નીરમળ નીરરે,
હુંરે તમને પુછુ મારા મણીભાઇ વીરરે.
આવડલીરે વાર વીરા શાને તમને લાગીરે,
સુખડીયાને હાટ ઘોડો અટકીને ઉભોરે.
સુખડલા વસાવો વીરા. દિવાળી વહુને કાજરે.

---

## વરઘોડામાં ગાવાનાં ગીતો.

૫૯

વરરાજા ઘોડેચડી સંચર્યા, સાથે સાજનનો નહિ પારરે, જગલીલડી.
વાજા વાગે ને નોબત ગડગડે, વાગે ભુંગળ ભેરી શ્રીકારરે. જગ.
ઢોલ વાગે ને ગાજે આભલું, ગોરી ગાય છે મંગળ ચારરે. જગ.
મારો છેલ છબીલો બાળો રાજીયો; જાણે કામકુંવર અવતારરે. જગ.
લાડી ગોખે ચડીને વરને નીરખતી, એને આનંદનો નહિ પારરે. જગ.
મારૂં સાજન દેખીને વેવાઇ મોહી રહ્યા, વેવાણુ હરખ ઘેલી થઇ ધારરે. જગ.
વરઘોડાનો અરથ વિચારીયે, એક ઘોડોને વર નિરધારરે. જગ.
જુઠા આડંબરે કેમ રીઝીએ, જેથી નાણાંની થાય ખુવારરે. જગ.
વરઘોડે રીઝે છે વાણીયા, વહોરા રીઝી ચણે ઘરબારરે. જગ
બાહેની કહેવત કોરે મુકીએ, જેથી સુધરસે સારો સંસારરે. જગ

---

૬૦

મારા જીયાવરની મેડીએ દીવા બળે,
પેલા વેવાઇને આઠ ઝમાળ, બાળાને વરને જોઇ રહી.
વર તોરણુ આવી ઉભો રહ્યો, કુમકુમનુંરે તિલક કપાળ બાળા.
ગાલે મૃગ ચંદન ટપકું કર્યું, આંજી આંખ ન ગાંજે કોય, બાળા.
હાથે પહેર્યાં છે હેમના સાંકળાં, બાંહે સોહેરે બાજુ શ્રીકાર, બાળા.
કાને વાળી છે સાચાં મોતીતણી, લીલી લટકે છે રે લીલમ ભાળ, બાળા.
વેવાણુ આવોને આજ ઉતાવળાં, લેઇ લુંછણાં રે પુંખો આ વાર, બાળા.
લાડી ગોખ ચડીને ઝાંખી કરે, જોઇ મુખડુંરે હરખે અપાર, બાળા.
સુખ અવસર મંગળ કામમાં, ગીત ગાઇએરે મંગળીક માળ, બાળા.
ભુંડું ભાખીને મુંખડું લજાવીએ, લાજે જનનીરે કુળ શીર આળ, બાળા.
નાર કારૂની પેઠે લવરીઓ, કેમ કરીએરે ઉત્તમ જાત. બાળા.

---

૬૧

અમે ઇશ્વર માગીએ એટલું—એ રાગ.

વર અલબેલા પરણુવા ચાલીઆ, સારા સારા સજી શણગાર,
જીઆવરને જોઇ રહી.
કંઠામણીઓ માણેકના છે કંઠમાં, હીરામોતીના નવસેરા હાર,
જીઆવરને૦
ખરા મોતીની કલગી ખોશી ખરી, જાણે ટોડરમલ છે વજીર.
જીઆવરને૦
જરી જામો જુઓ પહેર્યો ઝગમગે, ફોફળ શ્રીફળ પોસમાં પાન.
જીઆવરને૦
બળી કુળ લલના લે છે લુંછણા, જનની જનકને હર્ષ અથાગ.
જીઆવરને૦

સાચા કસબની મોજડી શોભતિ, પ્હેરી પેંગડામાં ઘાલ્યો પાય.
જીઆવરને૦

પછી અશ્વ ઘરાની ઉપર ચડયા સુંદર ફુલના વીંઝણા વાય.
જીઆવરને

ગોરા ગાલે માસો કર્યો મેશનો, જેથી નવસા નહિં નજરાય.
જીઆવરને૦

ન્હવણું કરતાં અત્તર ચોળ્યું અંગમાં, પ્રસરી તેની સુવાસ ચોપાસ.
જીઆવરને૦

મ્હોટું મહાજન સાજનમાં મળ્યું, સાથે શાણા સજ્જન સરદાર.
જીઆવરને૦

નાણાવટી નગર શેઠ નીરખીઆ, આવ્યા રાજ અમલ કરનાર.
જીઆવરને૦

---

૬૨

માલણુ ગુંથીલાવ ગુણીયલ ગજરો,
તારા ગજરાનો આપીશું મજરો. માલણુ૦

ગજરો ગુંથી માલણુ વહેલેરી વળજે,
માંહી ફુલડાં ગુલાબનાં ભરજે, માલણુ૦

નવલાં ફુલ ગુંથી ગજરો કરજે,
માંહી અત્તર કસ્તુરી ભરજે, માલણુ૦

રૂડી કુસુમ કળી મૂકે ફરતી,
રાખે સોનેરી ઝાલર ઢળતી, માલણુ૦

ગજરો મોંઘેરા મોતીથી ભરજે,
તારી સઘળી કારીગરી કરજે, માલણુ૦

હેવ ગજરો દેખીને લોભે,
લેવા સુગન્ધી આકાશે થોભે, માલણ૦
ગજરો વરરાજાને હાથે ઝળકે,
દેખી માતાજીનાં મન હરખે, માલણ૦
તારો ગજરો બ્હેનીનાં મન ગમશે,
લેઇ ગજરો વીરા ઘોડે ચડશે, માલણ૦
ગજરો હોંશે દાદાજી ગુંથાવે,
ત્હેનાં મૂલ લાખેણાં થાયે, માલણ૦
એવો ગુણ ભર્યો ગજરો તું લાવે,
જેની સરસ સુગન્ધ આવે, માલણ૦
સુન્દર ગજરો શોખીલાને શોભે
દેખી મણીભાઇનાં મન લોભે, માલણ૦

૬૩

## આજ દાદાના દરબારમાંરે-એ રાગ.

પાટણ નગર સોહામણુ રે, સુંદર શોભે બજાર
સુંદરી જોવા ટોળે મળીરે. વીરા ચડીયા તોખાર.
શ્રીમાળ કુળમાં તે દીપતોરે ઉત્તમ કુળનું છે સાજન.
હોંશ ભર્યાં બેની આવીયાં રે, પ્રિતે આપવા પાન.
પાન ચાવી ઘોડે ચડયારે, રૂપે રાજ કુમાર.
પાઘ સોનેરી શોભતીરે, સ્મીત મુખડે અપાર.
ચંદ્રવદન શોભી રહ્યુંરે, જાણે તેજ અંબાર.
મંગળ માળા કંઠે ધરીરે, હીરા મોતીના હાર.
મોતી શેરે શોભે છોગલુંરે, જેનાં ઝાઝેરાં મૂલ.
ગુણવંતી ગોરી કારણેરે, ખરચે ઝાઝેરાં મૂલ.
અંગે આભૂષણ ઓપતાંરે, મહેકે અત્તરે ગુલાબ.
વાગે વાજીંત્રો વિધીએરે, જેના રૂડેરા તાલ.

માનુની મંગળ ગીતડાંરે, હોંશે આંહેશાં ગાય.
ખીમચંદ ભાઇનો દીકરોરે, કન્યા લેવાને જાય.

---

૬૪

શેરી શેરી ઘુઘરડા વાગે છે, કોઇ ઉમરાવ જાદો આવે છે.
કોઇ જાણ કરો પીછાણ કરો, પેલા નવલા વેવાઇને જાણ કરો.
તારી શેરો છે સુંગાળીરે, તારી ઘર ધણીયાણી કાળીરે.
મારા સાજનમાં આવ્યા મોટારે, વેવાણ જળ ભરી લાવો લોટારે.
વેવાણ લેજોરે કંગાવટી, તારે બારણે આવ્યો નાણાવટી.
વેવાણ લેજોરે સોપારી, તારા બારણે આવ્યો વેપારી.

---

૬૫*

ધુસ પડે ધરતી તપેરે,
પડેરે નગારાની ધોંસ, ભમર તારી જાનમાંરે.
દાદા વિના કેમ ચાલશેરે
દાદા લલ્લુ ભાઇ સાથ, ભમર તારી જાનમાંરે
કાકા વિનાં કેમ ચાલશેરે
કાકા મોતી ભાઇ સાથ ભમર તારી જાનમાંરે
વિરા વિના કેમ ચાલશેરે,
વીરો ચીનુ ભાઇ સાથ ભમર તારી જાનમાંરે.

---

૬૬

વર તો બહુરે હોંશીલો, વર તો બહુરે ખંતીલો,
કૈની મૃગનયની જુવે વાટરે, નગારાં વાગે ધીમે ધીમે.
વર તો સોનાની શેરી વચ્ચે સંચર્યા
વરને ઉતરીયો વસાવતાં લાગી વારરે, નગારાં.

---

*નોટ—તે પ્રમાણે બાજા, ફુઇ, મામા, ઇત્યાદિ સર્વ માટે કહેવું.

વર તો માલીડાની શેરી વચ્ચે સંચર્યા
વરને ફુલ વસાવતાં લાગી વારરે. નગારાં.
વર તો ગાંધીડાની શેરી વચ્ચે સંચર્યા,
વરને શ્રીફળ વસાવતાં લાગી વારરે, નગારાં.
વર તો દોશીડાની શેરી વચ્ચે સંચર્યા,
વરને કપડાં વસાવતાં લાગી વારરે. નગારાં.
વર તો તંબોળીની શેરી વચ્ચે સંચર્યા,
વરને પાન વસાવતાં લાગી વારરે. નગારાં.

---

૬૭

શુકન જોઇને સંચરજોરે
સામો માળીયો છે માળીડોરે, ફુલડા આપી પાછો વળીયોરે
શુકને મળીયો છે ગાંધીડોરે શ્રીફળ આપી પાછો વળીયોરે શુકન
શુકન મળીયો છે દોશીડોરે મોળીયા આપી પાછો વળીયોરે શુકન

---

૬૮

સીમડીએ કેમ જાશો વરરાજા, સીમડી ગોવાળીઓ રોકશે,
ગોવાળીઆને રૂડી રીતજ દેશો, પછે મોટાના છોરૂ પરણુશે,
પછે લાખેણી લાડી લાવશે, વાડીએ કેમ જાશો વરરાજા.
વાડીએ માળીડો રોકશે. માળીડાને રૂડી રીતજ દેશો,
પછે મોટાના છોરૂ પરણુશે, બજારે કેમ જાશો વરરાજા.
બજારે મહાજન રોકશે. મહાજનને રૂડી રીતજ દેશો,
પછે મોટાના છોરૂ પરણુશે, શેરીએ કેમ જાશો વરરાજા.
શેરીએ સાળો રોકશે, સાળાને રૂડી રીતજ દેશો.
પછે મોટાના છોરૂ પરણુશે, માંડવે કેમ જાશો વરરાજા.

માંડવે ગોરજ શોકશે, ગોરને રૂડી રીતજ દેશો,
પછે મોટાના છોરૂ પરણુશે, પછે લાખેણી લાડી લાવશે.

---

૬૯

લાડલો પાન ચાવે ને રસ ઢોલે, લાડલો તો વળી વળી પાછું જુવે,
જાણે મારા બાપા સાથે આવે. જાણે મારા સસરાનો રંગ રાખે.
લાડલો પાન ચાવે રસ ઢોલે, લાડલો તો વળી વળી પાછું જુવે,
જાણે મારી માડી સાથે આવે, જાણે મારી સાસુનો રંગ રાખે.
લાડલો તો પાન ચાવે ને રસ ઢોલે, લાડલો તો વળી વળી પાછું જુવે,
જાણે મારા વીરા સાથે આવે, જાણે મારા સાળાનો રંગ રાખે.

---

૭૦ *

વર વાઘેલો ને વાડીયે ઉતર્યો,
વાડીયે દાડમ દરાખ રે — વર.

છાના દાડમ મણીભાઈ મુલવે
લાડી તારે ખાવાં હોય તો આવ રે, — વર.

છાની ચુંદડી ચીનુભાઈ મુલવે
લાડી તારે ઓઢવી હોય તો આવ રે, — વર.

છાની તે સુખડી જશભાઈ મુલવે
લાડી તારે ખાવી હોય તો આવ રે, — વર.

છાના તે ચાંદલા જેચંદભાઈ મુલવે
લાડી તારે ચ્હોડવા હોય તો આવ રે, — વર.

---

* નોટ—અહીં પછી જે કાંઈ વસ્તુ માટે ગાવું હોય તે ગવાય.

## ૭૧

કેશરીઆ ચડો વરઘોડે
ચડો વરઘોડે ને લાલ અંબોડે,
મીઠડા લઉં તારા માથાની મોળે કેશરીઆ.
માથા તારો દાદોજી તમને પરણાવે,
ધન્ય તારી માતાજી મોડ મલાવે. કેશરીઆ.
ધન્ય તારા કાકા કુટુંબીઓ તેડાવે,
ધન્ય તારી કાકી કુટુંબીઓમાં મ્હાલે. કેશરીઆ.
ધન્ય તારો વીરો વરઘોડા ચડાવે,
ધન્ય તારી ભાભી વરઘોડામાં મ્હાલે. કેશરીઆ.
ધન્ય તારો ફુઓ ફુલેકા લઈ આવે,
ધન્ય તારી ફઇબા ફુલેકામાં મ્હાલે. કેશરીઆ.
ધન્ય તારો મામો મામેરા લઇ આવે,
ધન્ય તારી મામી છાબ ઉપાડે. કેશરીઆ.

---

## ૭૨

વર તો બહુ રે હોંશીલો, વર તો બહુ રે ખંતીલો,
વરની ચંપક વરણી ચાલ રે, નગારાં વાગે ઝીણા ઝીણા.
વર તો દોશીડાની શેરી વચે સાંચર્યો
વરની મીંઢળ સોતી જુએ વાટ રે, નગારાં.
દોશીડાની બેટી રૂપે આંગળી
રંગ રશીઆને રાખ્યો મહેલ માંહીરે, નગારાં.
મારો નાયક છે ગુજરાતનો જીરે,
મારાં કેશરીયો ભીનો ભીનો જાયરે, નગારાં.

૭૩

## વરવાળાને વેવાઇને ઘેર પહોંચતાં ગાવાના ગીત.

અમે મોજડી વિના નથી આવ્યારે, વેવાણ સાચું બોલો.
મોજડીએ મોતી ટંકાવ્યા, વેવાણ સાચું બોલો.
ઘોડીલોછે પાખર વાલીરે, વેવાણ સાચું બોલો.
નાનો છે પણ લટકાળોરે, વેવાણ સાચું બોલો.
સાથે સાજન સારૂં લાવ્યાંરે, વેવાણ સાચું બોલો.
વાજાં શરણાઇ ભુંગળ વાગેરે, વેવાણ સાચું બોલો.
અમે નગારાંની ધુશે આવ્યાંરે, વેવાણ સાસું બોલો.
જેના નાદથી અંબર ગાજેરે, વેવાણ સાચું બોલો.

---

૭૪

મારા પગ સુજીને થયા થાંભલા, વેચાણ મૂકોને મનના આંબળા.
મારા પગ સુજીને છાલા થયા, વેવાણ જાગોછેકે ઉંઘી ગયાં,
અમે આવી ઉભા તમ આંગણે, વેવાણ વહેલાં આવોને લાગ્યાં લાંઘણે.

---

૭૫

નહોતાં નાગરવેલનાં પાન, ત્યારે શીદ તેડાવી જાન.
મારા નવલા વેવાઈ.
નહોતું સોપારીનું સાધન, ત્યારે શીદ તેડાવ્યું સાજન.
મારા નવલા વેવાઇ.
નહોતી મળતી જયારે ખાંડ, ત્યારે શીદ લડાવ્યાં લાડ.
મારા નવલા વેવાઈ.
વહેંચો શ્રીફળ ફોફળ પાન, આપો વર કન્યાને દાન.
મારા નવલા વેવાઈ.

---

૭૬

જગ લીલી તે લીંબડી—એ રાગ.

મારા શાણાં વેવાણુ તમે સાંભળો, સૌ મેહેમાનોને આપો માનરે.
તમે સાંભળો.

આવ્યા થાકી અમે ઘણે દુરથી, લેવા પ્રેમનું અમે સન્માનરે.
તમે સાંભળો.

મુકો કામ ઘરના હવે હાથથી, જોઇએ આંગણીએ તમ વાટરે.
તમે સાંભળો.

થાય સન્માન આવે કોઇ આંગણે, જાણો પૂર્વજોની ભલી રીતરે,
તમે સાભળો.

પ્રેમે આવો મળવા અમે આવીયાં, થાય આનંદ મંગળ ચિત્તરે.
તમે સાંભળો.

થાક્યા પગ ઉભા અમે બહુ રહ્યા, તોય કામનો ન આવ્યો પારરે.
તમે સાંભળો.

---

૭૭

એક લીલી તે લીલી લીલડી,
એક લીલુડા જડીત્ર પલાણુરે. જગ લીલડી.

મારા સોય ઘોડા ને બસે હાથીયા,
મારા હાથી દેખીને વેવાઇ બી ગયા,
મારી કેમ કરી રહેશે લાજરે. જગ લીલડી.

મારા હીરા ભાઇએ સાનમાં સમજાવીયા.
તમારી ભલેરી રાખશું લાજરે. જગ લીલડી.

---

૭૮

ખંડ રે ખંભાતથી ખડબુંચું આવ્યું, હાંરે હોલા.
એરે ખડબુંચું વેવાણુને ભાવ્યું, હાંરે હોલા.
હોલો ઉંચે ટીંબે બોલે, હાંરે હોલા.
ભુંડું ભાખે તે તરણા તોલે, હાંરે હોલા.
હોલો કરતો ડાક ડમાળા, હાંરે હોલા.
પરનરથી કરીએ નહિ ચાળા, હાંરે હોલા.
હોલો કરે ગડબડ ગોટા, હાંરે હોલા.
કજીઓ કરી દેખાઇએ ખોટા, હાંરે હોલા.
હોલો તો પંખીની જાતી, હાંરે હોલા.
નારી નઠારી નથી શરમાતી, હાંરે હોલા.
લાજ શરમ ઉત્તમ સ્ત્રી રાખે, હાંરે હોલા.
જૈન કન્યા સાચું એમ ભાખે, હાંરે હોલા.

---

૭૯

આંગણે આંબો શુભ ફળ્યોરે,
કેરી ઝોલા ખાય, મારી વેવાણુ સાચું બોલો.
વેવાઇ ધીરો બહુ મળ્યો રે,
જાન ભલી સચવાઇ, મારી વેવાણુ—સાચું૦
વેવાણુ રૂડી છે ભલી રે,
નહિ કજીઓ કંકાસ, મારી વેવાણુ—સાચું૦
બાળો વર વરણાગીયો રે,
સજ્જનથી સહવાસ, મારી વેવાણુ—સાચું૦
સદાચારથી શોભતો રે,
સત્ય શીયળ નીરધાર, મારી વેવાણુ—સાચું૦

કન્યા પણ ડાહી મળી રે,
રૂપ ગુણે ભંડાર, મારી વેવાણ—સાચું૦

રતિ ને રતિપતિ સમ બનીરે,
દંપતિ જોડી આજ, મારી વેવાણ—સાચું૦

એવા કુળમાં ગાઇએ રે,
વાધે જગમાં લાજ, મારી વેવાણ—સાચું૦

શુભ ભાષણ શુભ ઉચ્ચરોરે,
મંગળ માળા થાય, મારી વેવાણ—સાચું૦

— ——

૮૦

આજે આનંદનો રંગ રેલીયો,
આજે હૈયડામાં હરખ ન માયરે, રંગ રેલીયો.

મળી સાજનની સર્વ સાહેલીઓ
દશે દીશામાં આનંદ દેખાય રે, રંગ રેલીયો.

અમે વેવાઇના માંડવે આવીયા
સારૂ પામવાને સનમાન રે, રંગ રેલીયો.

એક માલણે અમને બોલાવીયા
અમે પુછ્યું એને કરી સાનરે, રંગ રેલીયો.

હું તો મોટી માલણ તને વિનવું
વેવાઇ શેઠ શાણાને કીયા ઘરરે, રંગ રેલીયો.

મોંઘા મોતીનું તોરણ કરી નમું,
મોટે બારણે દીસે છે બાંધેલ રે, રંગ રેલીયો.

જોવા આવ્યા મંડપ વેવાઇનો,
જોવા આવ્યા વેવાઇના મોટા ઘરરે, રંગ રેલીયો.

અમે નીરખ્યો માંડવો નવાઇનો
કરે મેના પોપટ ત્યાં કલોલ રે, રંગ રેલીયો.

ઘણી રીતે તે શું કહીયે ઘણું
દીસે રીઝે છે શીવલાલ રે રંગ રેલીયો.

---

૮૧

વેવાણી ઉઠ તું વહેલી ઉંઘ તજી, વર તોરણ આવ્યો જાન સજી.
સવા લાખ નગારાની ધુંસ પડી, પોંખવાની જાય છે એક ઘડી.
અમને ઉભા ઉભા ઘણી વાર થઈ, વેવાણ ખબર કરોને કોઇ જઇ.
વેવાણ લેજે રે લ્હાવો તું ઘણો, તારે બારણે અવસર વીવા તણો.
વેવાણ લેજેરે તું રૂપા તણી થાળી, એ વર વરશે કન્યા રૂપાળી.
વેવાણ લેજેરે તું મોતી થાળ ભરી, એવો અવસર નહિ આવે ફરી ફરી.
ઉઠ ઉઠ તું વેળા થઇ છે ઘણી, તારે મંદીરે આવ્યો છે નાણાવટી.
હવે આવે મોહન ભાઇની ગૃહણી, એહ, મોટા બહુ શણગાર કરી,
હાથણીની ચાલે ચાલતી, શ્રીફળ સોનૈયા આલતી.
ઈંદ્રાણીઓ મંગળ ગાવતી, એમ સાસુ પ્રભુપદ પાવતી.



## (જાન) વરઘોડો આવે ત્યારે કન્યાવાળાને ગાવાનાં ગીત.

(નોટ:—મ્હેનો સામૈયું એટલે સારી ભાષામાં વિનયથી સન્માન કરવું. આપણે ઘેર કોઈ પણ મેમાન આવે છે, ત્યારે આપણે તેનો ઉત્તમ રીતે બનતી સગવડે સત્કાર કરીએ છીએ. આ ઉત્તમ રીવાજ આપણી ઉત્તમ જાતિને શોભાવનાર અને કુળવાનનો ઉત્તમ નમુનો છે, તો લગ્ન જેવા માંગલીક પ્રસંગે વરરાજા સાથે આવનાર આપણા મહેમાનોનો કેવો ઉત્તમ સત્કાર થવો જોઇએ. તે વિચારો? વરની સાથે સાજનમાં આવનાર આપણાં વ્હાલામાં વ્હાલા મેમાન ગણાય તેથી આપણા કુળને શોભે તેવા સારા શબ્દોમાં સારાં ગીતો ગાઇ તેમને માન આપવું જોઇએ.)

---

૮૨

આવાં અસુરાં શું આવ્યાં, મારી વેવાણો રે.
વાંધો પડીઓ ક રીસાણાં, મારી વેવાણો રે.
તોરણ સાડી દઇ મનાવું, મારી વેવાણો રે.
કહો તો ચાકરી બજાવું, મારી વેવાણો રે.
શીયળ સલુણી શીળગુણ રાખો, મારી વેવાણો રે.
તેનાં શુભ ફળ અંતે ચાખો, મારી વેવાણો રે.
ભુંડું ભાખી ન જાત વગોવો, મારી વેવાણો રે,
વણ કારણ શું પાણી વલોવો, મારી વેવાણો રે.

---

૮૩

મોજડી વિના શું આવ્યારે, સુંદર વરરાજા.
મોચીડાએ શું ભડકાવ્યારે, સુંદર વરરાજા.
લોડીલો નાનો લાવ્યારે, સુંદર વરરાજા.
લાડકડી મન ભાવ્યારે, સુંદર વરરાજા.

નગારાં વીણુ શું આવ્યારે, સુંદર વરરાજા.
નવ નવા વેષ ભજાવ્યારે, સુંદર વરરાજા.
લાડી રતિથી અતિ રૂપાળીરે, સુંદર વરરાજા.
વરી કામદેવ તુમ ભાળીરે, સુંદર વરરાજા.

---

૮૪

માગે આંગણે હેલી આનંદની,
મારા હૈડામાં હરખ ન માયરે, ભલે આવીયાં.
મેં તો કુંભ ભર્યો નિર્મળ નીરે,
નાખી સાકર વરીયાલી સાથરે. ભલે આવીયાં.
હું તો ચાલી સાહેલી લઇ સાથમાં,
જોવા નવલા વેવાઇઓનો સાથરે. ભલે આવીયાં.
વાજાં વિવિધ રાગે રૂડાં વાગતાં,
માંહી ઢમગે વાગે રૂડો ઢોલરે. ભલે આવીયાં.
પ્રેમે પધાર્યા અમ આંગણે,
દેખી અમે અતિ રળિયાતરે. ભલે આવીયાં.
શોભા મંડપની વૃદ્ધિ થશે,
આવે ઉત્તમ કુળનું સાજનરે. ભલે આવીયાં.
કહો કુશળતા સૌ આપની,
સુણી હૈડા અમારા હરખાયરે. ભલે આવીયાં.
અમ માનવંતા મહેમાન છો,
કર્યો આંગણે આવી આનંદરે. ભલે આવીયાં.
સત સંગતનું ફળ આપ્યું તમે,
લેવા લલીત ઉરનો લાવરે. ભલે આવીયાં.

---

૮૫

જગ લીલીને લાંબડી—એ રાગ.

મારા વ્હાલાં વેવાણુ, ભલે આવીયા,
તમને દેખીને આનંદ અપાર રે—ભલે૦

માનવંતા પનોતા પાય આપના,
પ્રિતે પધારોને અમ દ્વારરે—ભલે૦

રોક્યાં આંગણું આપને આવતાં,
થઈ કસુર કરજો માફ રે,—ભલે૦

સત્કાર આપનો કરવો ભુલી ગયાં,
ઝાઝી જંજાળે ઘેરાયાં આજરે—ભલે૦

કરો મુખ મીઠાં હવે પ્રેમથી,
રહે સદાય મીઠાશ અંગરે—ભલે૦

વધો સંપ સુસંપ સદા લણો,
રહો કુશળ થાય કલ્યાણુ રે—ભલે૦

---

૮૬

તમને કોણુ ભાઈ તેડાં મોકલે,
તમને કોણુ ભાઇ દેશે રે માન. પધારોને શેઠીયા.

તમને વેલચંદભાઈ તેડાં મોકલે,
તમને લખમીચંદભાઇ દેશેરે માન. પધારોને શેઠીયા.

તમને આપશું ઉતારા ઓરડા,
વરરાજાને મેડીના મહેલ. પધારોને શેઠીયા.

તમને દાતણુ આપશું દાડમી,
વરરાજાને કાનેરી કાન. પધારોને શેઠીયા.

તમને ન્હાવણુ આપશું કુંડીયે,
વરરાજાને ખાંડની એળ. પધારોને શેઠીયા.
તમને ભોજન આપશું લાપસી,
વરરાજાને સાકરીઓ કંસાર. પધારોને શેઠીયા.
તમને મુખવાસ આપશું એલચી,
વરરાજાને પાનનાં બીડાં. પધારોને શેઠીયા.
તમને રમત આપશું બાજીઓ,
વરરાજાને પાસાની જોડ. પધારો શેઠીયા.
તમને પોઢણ આપશું ઢોળીયા,
વરરાજાને હીંચોળા ખાટ. પધારોને શેઠીયા.

---

૮૭

સંધ્યા વખતની ઝાલર વાગી,
અસુરા કેમ આવ્યા.

વાટમાં કયાં રોકાયા રાયવર અસુરા૦
જાનૈયા જહાંગીરી લીધા, મહાજન પોતાના કીધા,
ત્યાર પછી કેમ ડરીયા રાયવર અસુરા૦
શ્રાવક કુળ સુકુળ ધરાવી, વાળુમાં તમે રાત કરાવી,
હાલા શું ઘો છો ડરાવી રાયવર અસુરા૦
બ્હેની હતા શું તમારા રીસાયા કે ભાઇઓ લાડે લડાયા,
કે જાનૈયા ઝરૂખે છુપાયા રાયવર અસુરા૦
મારગ તાપે મુખ સુકાયું કે રજકરણે શું આંખો ભરાઇ,
કે ભુખ્યા ભરમાયા રાયવર અસુરા૦
તમ અમ ઉચ્છરંગ આજ અધીકો, આળસકાંતમે નવ છોડો,
ઝટ મંગળ પગ માંડોરે રાયવર અસુરા૦



# પોંખતી વખતે ગાવાનાં ગીત

વરને પોંખતી વખતે ઘણી જગ્યાએ બ્હેનો તરફથી અટકચાળાં કરવામાં આવે છે, દાખલા તરીકે વરનું નાક ખેંચે છે, ગંધાતા પાણીમાં ચોળી બોળી વરને અરાડે છે, જેથી વહાલામાં વિરોધ થતાં વાર લાગતી નથી, બ્હેનો પોંખવાનો અર્થ એક બીજાની મશ્કરી અને તોફાન કરી કડવાસ પેદા કરવાનો થતો નથી, પણ જેના તરફ આપણો ઘણો જ પ્રેમભાવ હોય તેને આ ભાવ બતાવવા ખાતર પોંખવામાં (લુંછણાં લેવામાં) આવે છે દેશ-ભક્ત અથવા રાજામહારાજા કે મહાન પુરૂષની પધરામણી વખતે વધાવવામાં આવે છે, તે ઉંચ પ્રકારનો પ્રેમ પ્રદર્શિત કરવાનો હેતુ છે, માટે એવા પ્રસંગે ઉત્તમ શબ્દોનું ઉચ્ચારણ કરવું જોઇએ.

લગ્ન એ મનુષ્યની જીંદગીમાંનો માંગલીક પ્રસંગ છે, પરણવા આવનાર વરરાજા આપણા વ્હાલામાં વ્હાલા સગા છે, તેથી જ પોંખવાનો (લુંછણા લેવાનો) રીવાજ છે, તેથી જ આપણી યોગ્યતા પ્રમાણે તેમને પોંખવા અને તે વખતે સારા વચનો ઉચ્ચારવાં જોઇએ.

૮૮

વેવાણુ ઉઠોને આટલું ઉંઘવું શું ? તમે ચતુરસુજાણ છો શીખવું શું ?
વર તોરણુ આવીને ઉભા રહ્યા, અમે થાકી ગયા પગ થંભ થયા.
ગઇ છાંટી છબીલી તંબોળ વળી, પુંખવાની સામગ્રી સજી સઘળી.
નાકે વાળી મોતીની હીરે જડી છે, માથે મોડ કસુંબલ ચુંદડી છે.
સરવે પુંખણા સોવણ થાળ ભરી, મુકી કનક કંકાવટી કંકુ ભરી.
વળી અક્ષત શ્વેત અખંડ લઇ, પુંખવાને જમાઇ તૈયાર થઇ.
ધુંસળ મુસળ ને રવૈયા થકી, પુંખે ત્રાકને તીરથી નવાશા નકી.
ઇંડી પીંડી સરૈયા ઉતારી અહીં, નાંખી ચાર દીશાએ આનંદ લહી.
કંકુ તીલક કરી ચોખા ચોંઢે ખરે, ગણી સુત સરખો નાક સાફ કરે.
પછી સંપૂટ ઉપર પાય ધરે, ગાવા શીવ સુત કેશવ ગીત ધરે.

૮૯

બારે પધારો સૌ રંભા સુંદરી—એ રાગ.

સદ્દગુણવંતા ભલે આવ્યા વરરાજા, આનંદે અમે સૌ વધાવીએ.
પ્રેમે પોંખેરે તમને સાસુ તમારા, હરખે હૈડામાં દેખી આપને.
કુશળ રહો સદા સુખી સંસારે, વિજય વિશ્વમાં કહાવજો.
સદ્દગુણવંતા ભલે આવ્યા વરરાજા, આનંદે અમે સૌ વધાવીએ.
સફળ થજોરે સૌ કાજ સંસારે, કીર્તિ પામોરે જગમાં ઉજળી.
સદ્દગુણવંતા ભલે આવ્યા વરરાજા, આનંદે અમે સૌ વધાવીએ.
જીવો ઘણું રે તમે સુજશવંતા, એવી આશીષ અમ ઉરની.
સદ્દગુણવંતા ભલે આવ્યા વરરાજા, આનંદે અમે સૌ વધાવીએ.

---

૯૦

જીરે ઇન્દ્ર પૂછે વેવાણુને,
જીરે શું કારણ તુમે તેહ, વરને કેમ પોંખીએ ?
જીરે અમે તેમાં સમજ્યા નહિ,
જીરે કારણુ દાખવો તેહ, વરને કેમ પોંખીએ ?
જીરે પહેલું તે ધુંસરૂં આદર્યું,
જીરે ધુંસરૂં ગાડલે હોય, ધુંસરે કેમ પોંખીએ ?
જીરે ધાન્ય ઉપજે ઘણું તેહમાં,
જીરે મંગળ રૂપી તે જોય, ધુંસરે એમ પોંખીએ.
જીરે ઇન્દ્ર પુછે વેવાણુને,
જીરે મુશળ તે ઉખળે હોય, મુશળે કેમ પોંખીએ ?
જીરે મુશળે તંદુળ નીપજે,
જીરે મંગળ રૂપી તે જોય, મુશળે એમ પોંખીએ.
જીરે ઇન્દ્ર પુછે વેવાણુને,
જીરે રવૈયો તે ગોળીએ હોય, રવૈયે કેમ પોંખીએ ?

જીરે રવૈયાથી ધૃત નીપજે,
જીરે મંગળ રૂપી તે જોય, રવૈયે એમ પોંખીએ.
જીરે ઇન્દ્ર પુછે વેવાણને,
જીરે ત્રાંક તે સુતરે હોય, ત્રાંકે કેમ પોંખીએ?
જીરે ત્રાકથી સુતર નીપજે,
જીરે મંગળ રૂપી તે હોય, ત્રાકે એમ પોંખીએ.
જીરે ઇંદ્ર પુછે વેવાણને,
જીરે સરીયો તે કુંડાને હોય, સરીએ કેમ પોંખીએ?
જીરે સરીયાથી સર્વ વસ્તુ નીપજે,
જીરે મંગળ રૂપી તે જોય, સરીએ એમ પોંખીએ.
જીરે ઇંદ્ર પુછે વેવાણને,
જીરે ઇંડી પીંડી શીવજીને હોય, ઇંડી પીંડીએ કેમ પોંખીએ?
જીરે ઇંડી પીંડી તે રક્ષા કરે,
જીરે મંગળ રૂપી તે જોય, ઇંડી પીંડીએ એમ પોંખીએ.
જીરે પાંચે મંગળ બરબડા,
જીરે આદરે સઘળા લોક, વરને એમ પોંખીએ.

---

## માયરામાં ગાવાનાં ગીત.

### ૫૧

રાગ—ધોળ.

થાય પાણીગ્રહણ[૧] હવે પ્રીતરે. સુણે દંપતિ[૨] શિક્ષા આ રીતરે,
તું છે આત્માને જીવ ખચીતરે, સમ[૩] કાલ અને સમ ચિત્તરે.
સમ કર્મ, સમાશ્રમ તેમરે, સમ ઇચ્છા અને સમ ક્ષેમરે,
ક્રિયા સમ ને એના સમ દેહરે, સમ ચેષ્ટા અને સમ સ્નેહરે.

---

૧ હસ્તમેળાપ ૨ વરકન્યા ૩ સરખો.

દુઃખ હર્ષ, સ્થિતિ તે સમાનરે, સમ ભુખ તૃષા તણું ભાનરે,
સમ નિયમ નિમિત્ત લ્યો જાણીરે, સમ વિષય વિહારને વાણીરે.
સમ શબ્દને રસ, રૂપ ગંધરે, સમ સ્પર્શ, ઈંદ્રીય સંબંધરે,
દેન, ગુરૂ ને ધર્મ સમાનરે, સરખું મોક્ષ તણું છે નિદાનરે.[૪]
સમ આશ્રવ[૫] બંધ[૬] વિચારોરે, તુલ્ય સંવર[૭] નિર્જરા[૮] ધારોરે,
પામો એકતા એય એ રીતેરે, પ્રતીદીન ભજો પ્રભુ પ્રિતરે.

---

૯૨

લીલાવંતીએ લખી મોકલ્યાંરે કાગળ પ્રીતમ પાસ—એ—રાગ.

મોટા ઘરના વરરાજા માંહ્યરા મહીં બેઠા, બન્નેઠે સજી શણગાર,
પરણી રતીના પતિ થવારે, ક્યાંથી આવ્યા આ કામ કુમાર?
અવસર આવ્યો ઉજળો—ટેક૦
પાનેતર જાદવ કેદી કાંચળી, પ્હેરી કન્યા અનુપમ અંગ;
હાથે ચુડો હાથી દાંતનોરે, માથે મોડ ચુંદડી રાતે રંગ.—અવસર૦
જમણા મણીભાઇના હાથમાં, આપી કન્યાનો જમણો હાથ;
હેતે હાથેવાળો મેળવ્યોરે, રાખી સાક્ષી સજ્જ સગાસાથ—અવસર૦
છબિલા છબિલીને છેડા છેડી બાંધી, ભવ સુધી એ જણા બંધાય;
અંગ જુદું જીવ એક છેરે, દુઃખે દુઃખીઆં, સુખે સુખી થાય—અવસર૦
ગોત્ર ઉચ્ચાર ગોરે કરી, ઘાલી વરવહુને વરમાળ;
વિપ્ર મંગળ અષ્ટક વદેરે, ગોરી ગાયછે ગીત રસાળ—અવસર૦
વિવિધ વાજીંત્ર વાજે વળી, જેના નાદ ગાજે છે ગગન;
શાસ્ત્ર વિધિ બધી સાચવીએરે, કરે દંપતી ધ્રુવ દરશન—અવસર૦
ધર્મ અર્થ સર્વ કાર્યમાં, કરશે સુંદરી સહાય સદાય;
શિવ શુત કેશવથી કદીરે, જુદી જુવતી જરી ન ગણાય—અવસર૦

---

૪ કારણ ૫ કર્મ ખંધાવવાના માર્ગ ૬ જીવની સાથે કર્મનું જોડાવવું તે.
૭ કર્મનું રોકાવવું તે. ૮ કર્મનો નાશ થવો તે.

૯૩

ધોળ–રાગ.

ઢોલ ઢમકયાને વરવહુના હાથ મળ્યા, ગુણવંત પતિ પ્રિયાજોડ મળ્યા.
જેમ દાનની સાથે જશ ઉજળાં, એમ વરને કન્યાના હાથ મળ્યાં.
જેમ હીરો તે કુંદન માંહી જડયો. વર એવો કન્યાને હાથ ચડયો.
જેમ સાગરમાં નદી નીર ભળ્યાં, એમ વરને કન્યાનાં મનડાં મળ્યાં.
રત્નાકર રેલીઓ આનંદનો, સુખી ખુશી સૌ થાઓ સજ્જનો.

---

૯૪

બ્હેની આંગણ આંબો મોરીઓ,
બ્હેની સુરતરૂ ફાલ્યો ફાળ, વીવા રૂડા આદર્યા.
બ્હેની મયરશ માયરશ ચડયાં,
બ્હેની માયર થાયો તમામ. વીવા૦
બ્હેની સુખ દુઃખમાં તે પાળશે,
આપી હેતે હૈયે કેરો હાથ. વીવા૦
બ્હેની માળ નાખી બંને કોટમાં,
જોડયા એક ધોંસર બે હાથ. વીવા૦
બ્હેની હાથ લીધો છે હાથમાં,
થવા અંતરનો એક રંગ. વીવા૦
બ્હેની ભેદ નહિ ધરે તમ થકી,
રહેજો રોજ ધરીને ઉમંગ, વીવા૦
બ્હેની તમે પણ સેવામાં સ્નેહથી,
ગણી રાખશે પોતાનું અંગ. વીવા૦
બ્હેની હુકમ હમેશ ઉઠાવજો,
રાખી અંતર બહુ ઉછરંગ. વીવા૦

---

૯૫

આવ્યા અડદના ગાડા, મોતીસર બંદલા
લાડો પૂછે લાડીને મોતીસર બંદલા
આવડા કાળા શા જન્મ્યા, મોતી૰
ખાધા જાજાં જાંબુડાં, મોતી૰
આવ્યાં અંધારા પખવાડાં, મોતી૰
કાળી હોય સૂયાણી, મોતી૰
કાળાં માય ને બાપ, મોતી૰
કાળા ભાઈ ભોજાઈ, મોતી૰
કાળા કાકાને કાકી, મોતી૰
કાળા ફુઇને ફુવા, મોતી૰
કાળા મામાને મામી, મોતી૰
આવ્યાં ચોખાનાં ગાડાં, મોતી૰
લાડી પૂછે લાડાને, મોતી૰
આવડા ધોળા શા જન્મ્યા, મોતી૰
ખાધાં દુધને કુર, મોતી૰
ધોળાં હોય સૂયાણી, મોતી૰
આવ્યાં અજવાળાં પખવાડાં, મોતી૰
ધોળાં માય ને બાપ, મોતી૰
ધોળાં ભાઇ ભોજાઇ, મોતી૰
ધોળાં કાકા ને કાકી, મોતી૰
ધોળા ફુઇને ફુઆ, મોતી૰
ધોળા મામાને મામી, મોતી૰

---

૯૬

# ચોરીમાં ગાવાનાં ગીતો.

કંકુ છાંટી કંકોતરી મોકલી—એ રાગ.

પૂરા પ્રેમથી સર્વ પ્રાણીમીએ, ક્ષેત્ર દેવતાને વારંવાર
પધારો પ્રસંગમાં.

આ વિવાહનો પરમ ઉત્સાહથી, રચ્યો મંડપ શ્રેષ્ટ અપાર.
પધારો પ્રસંગમાં:

બલિભોગ સ્વિકારો આ સ્નેહથી, આપો યશ, સુખ ભોગ કૃપાળ.
પધારો પ્રસંગમાં,

માયા સંપન્તિ સંતતિની કરો, મનવાંછિત દ્યો તત્કાળ
પધારો પ્રસંગમાં.

---

૯૭

કંકુ છાંટી કંકોતરી મોકલો—એ રાગ.

ચાલો ચતુરા ચોરીમાં ચાંપથી;
ચડયા ચોરીએ ચતુર મહેશ. વધાવો વીરને૦

રચ્યો મંડપ મંગળે મ્હાલતો;
ચારૂ ચળકે ચોરીમાં તેજ. વધાવો વીરને૦

પૂજો પ્રેમથી ક્ષેમથી દેવતા;
બ્હેની આપો બલિનાં દાન. વધાવો મીરને૦

મળે સંપતિ સંતતિ સર્વને;
ચિર આયુષ્ય દંપતી થાય. વધાવો વીરને૦

---

૫૮

મેઘાડંબર—એ રાગ.

પ્હેલો ફેરો ફરે દંપતિ, અગ્નિ દેવની સાખે;
ભાવે તત્વની ભાવના, જીવ સદબોધ રાખે.
જીવને જગત અનાદિ છે, કર્મયોગ અનાદિ;
સંયોગના તે હેતુ છે, નહીં ત્યાં રહેવું પ્રમાદી.
દ્રવ્યને ભાવ વિશેષથી, સહુ સંબંધ થાયે;
વરકન્યાના ભાવનો, યોગ તેથી બંધાયે.
સિદ્ધને કેવળજ્ઞાનીની, ચાર દેવની સાખે;
અગ્નિ અને નરનારની, ભુપ ગોરની સાખે.
સ્વજન અને માતતાતથી, બંધુવર્ગની સાથે;
સાક્ષી ટરી આ સ્નેહથી. થયો સંબંધ હાથે.
સ્નેહ સબંધે દંપતિ, એક અંગતિ થાઓ.
આનંદથી અરિહંતના, ગુણ પ્રેમથી ગાઓ.
શાતા અશાત કર્મના, ભેદ બંને જાણો;
શાતા તણા સુખસાગરે, નિત્ય દંપતિ માણો.
શાંતિ સુધારસ રંગમાં, તુષ્ટિ પુષ્ટિને પામો;
શ્રાદ્ધ કરો બહુ વ્હાલમાં, જશ જગમાં જામો.

---

૫૯

## પહેલા ફેરાનું

મેઘાડંબરનો—રાગ.

જીવને જગત અનાદિ છે, કાળ કર્મ અનાદિ.
કર્મની ગ્રંથિનો પ્રાણી છે, સંબંધ અનાદિ.
અનુબંધ, પ્રતિબંધ ને વળી સંયોગ જે છે,
એ રીતે ત્રણ પ્રકારનો, સૌ સંબંધ કહે છે,

ચાર પ્રકારનાં ક્રોધને, લોભ, માનને માયા,
એથી એ સંબંધ થાય છે, તેમાં હેતુ અલાયા,
પ્રિય અપ્રિય શબ્દ, રૂપને રસ, ગંધને, સ્પર્શે,
હેતુ સંબધના એ સો ગાયા ગુણીજન હર્ષે,
સુગમ સુકૃત; સુસ્થિત, ને વળી સુપ્રાપ્ત થાય;
દ્રવ્યને ભાવ વિશેષથી, એ સબંધ બધાય,
સિદ્ધને કેવળજ્ઞાનીની, ચાર જાતિના સુરની;
ચોરીના અગ્નિ, સ્ત્રી પુરૂષની, વળી ભૂપ ભૂસુરની,
માતાપિતા અને સ્વજની, બંધુ વર્ગને શાથી;
એ સઘળા તણી સાક્ષીએ અને ઇષ્ટ કૃપાથી.
સંબંધ બંધ યો સ્નેહથી તે સુસંબંધ કહેવાયો;
આનંદ આણી અર્હંતના ગુણ દંપતિ ગાઓ,

---

## બીજા ફેરાનું

૧૦૦

(રાતો ઘોડો રણ પાખરીઓ, શેયભર્યાં શણગાર જોને—એ—રાગ)

૧ ૨ ૩
નિકાચિત છે મોહ કર્મ તે, દુરૂચ્છેદ્ય કહેવાય જોને;
સ્થિતિ ઉત્કૃષ્ટી તેની છે તે, લાંબી બહુ લ્હેવાય, જોને,

૪
અઠ્ઠાવીસ તેની પ્રકૃતિયો, આ તેનાં અભિધાન, જોને;

૫ ૬ ૭
સંજ્વલન, પ્રત્યાખ્યાની ને, ત્રીજું અપ્રત્યા ખ્યાન, જોને,

---

૧ દૃઢ ૨ મોહનીય ૩ દુઃખે છેદાય તેવું ૪ નામ ૫ પંદર દિવસ સુધી રહે તે ૬ ચાર મહિના સુધી રહે તે ૭ એક વર્ષ સુધી રહે તે.

૮
અનંતાનુબંધી એ ચારે પ્રકારના ક્રોધ, માન, જોને;
લોભ અને માયા, એ સોળે સ્વરૂપ તેના જાણુ, જોને,
૯ ૧૦ ૧૧
હાસ્ય, રતિને ભય ને અરિતિ, વળી જુગુપ્સા, શોક જોને;
૧૨ ૧૩ ૧૪
પુંવેદ, સ્ત્રી વેદ, નપુંસકવેદ, વદે સૌ લોક જોને
૧૫ ૧૬ ૧૭
અર્ધ દગ્ધતા વિપરીત શ્રદ્ધા, શ્રદ્ધા દુષણુ જેહ જોને;
એ અઠાવીસ પ્રકૃતિરૂપી, મોહ થયો છે તેહ જોને,
નિકાચિત એ મોહજન્ય જે થયો તમારો પ્રેમ જોને
આ ભવ સુધી અંખડ રહેતો, ઈષ્ટ જપો હો ક્ષમ, જોને

---

## ત્રીજા ફેરાનું ગીત.

૧૦૧

(હંસા તારી કોટે બાં ધુચઠીરે, મારા મૈયરની વવા મીઠીરે, એ રાગ).

જેથી જીવને સુખદુઃખ થાયે, વેદનીય તે કર્મ કહેવાયેરે
તેના બે ભેદ શાતા અશાતારે, સુખ થાયે તેને કહે શાતારે
દુઃખ ભોગવે તે છે અશાતાને, એમ ગુણીજન ગ્રંથમાં ગાતારે
સારા શબ્દો સાંભળવા કરણેરે, સારાં પુદ્ગલોને જોવા નયણેરે
સ્વાદ લેવો ૭ રસનો જીહ્વાયેરે, સારો સુંઘવો ગંધ સદાયરે,
સારા પુદ્ગલોને જઈ સ્પર્શેરે શાતાવેદની તે કહે હર્ષરે,
માઠી વર્ગણા સાંભાળવીરે, માઠાં પુદ્ગલો પરદગ પડવીરે
આખે અશુભ ૭ રસને કષ્ટેરે, માઠાં ગંધને સુંઘે અદૃષ્ટેરે

---

૮ જીવતા સુધી રહે તે ૯ ખુશી ૧૦ નાખુશી ૧૧ સુગ ૧૨ સ્ત્રી ભોગવવાની ઇચ્છા ૧૩ પુરૂષ ભોગવવાની ઇચ્છા ૧૪ સ્ત્રી પુરૂષ બન્ને ભોગવવાની ઇચ્છા ૧૫ મિશ્ર મોહનીય ૧૬ મિથ્યાત્વ મોહનીય ૧૭ સમકિત મોહનીય.

## ચોથા ફેરાનું ગીત.

૧૦૨

સ્થિર કરીને કોઇ આ ઠામ, રે નથી રહેવાનું—એ રાગ.

છે જીવ સહજ ને તેમ, નિર્મલ સ્વરૂપ નક્કી.
વળી અનાદિથી પ્રતિબદ્ધ, કર્મ સંબંધ થકી.

સંસારીક સંબધ થવામાં, હેતું કર્મ ગણાય રે,
તેહ કર્મ જેથી આવે છે, આશ્રવ તે કહેવાય.—નિર્મળ૦

આશ્રવ થાય ક્રિયાથી તેમજ, ક્રિયા દેહથી થાય રે,
માટે દેહલગી સાંસારિક, સંબંધ સૌ બંધાય.—નિર્મળ૦
મળજો તમને પ્રભુ કૃપાથી, શાન્તિ તૃષ્ટિ, સુતવૃદ્ધિરે,
પુષ્ટિ અને નવપદમાં પ્રિતિ, સદા અપાર સમૃદ્ધિ—નિર્મળ૦

---

## કંસાર જમતી વખતે ગાવાનાં ગીતો.

૧૦૩

લાડો લાડી જમે છે કંસાર, સંસાર લ્હાવો લીજીએરે;
સાસુ પીરસે ઘીની ઉપર ધાર, સાચો સ્નેહ કીજીએરે.
સાકર પીરસી સુચવે દંપતી જોડ, સાકર મીઠી રહો સદારે;
અવિચળ રહેજો અવનિતળમાં જોડ, કરશો નહિ કજીઓ ક્રોધ રે.

---

૧૦૪

લાડીને કંસાર ન ભાવે રે, લાડો તો લાડીને મનાવે રે;
જમણા હાથે કોળીઓ આલે રે, સુંદરી શરમાઈ નીચું ઘાલે રે.
પંચને સાક્ષી કરી પરણાવ્યાંરે, ચોરીમાં મંગળ સૌ વર્તાવ્યારે,
ચોરીમાં અગ્નિ દેવતા સાખેરે, વરવધુ કોલ કરી મુખ ભાખેરે,

સંસાર સાગે ચલાવીશું સારો રે, સત્યને નીતિનો કરશું વધારો રે.
શિયળ સાથે કરશું સગાઇરે, દંપતી સંપી રહીશું સદાઇરે,
કજીઓ ને કલેષ કદી નવ કરશું રે, ઉત્તમ આચરણો આદરશું રે.

૧૦૫

લાડો લાડી જમે છે કંસાર—એ—રાગ.

આજે જમે દંપતિ કંસાર, સંસારમાંહી સુખી થવાને;
તમારૂં થાઓ કુશલ કલ્યાણ, આશિષ એવી અમતણીરે,
જેવો મીઠો લાગે આ કંસાર, સંસાર થાજો તમ તણોરે,
ભોજન છે ઉત્તમ કંસાર, તેમ ઉત્તમ બંને થાજો તમોરે,
કર્યો પ્રિતે જેમ આ કંસાર, કરજો પ્રેમ સંસારમાં રે,
આજે જમે દંપતિ કંસાર, સુખી થવા સંસારમાં રે.

## ચોરીમાં ગાવાનાં ગીતો.

૧૦૬

થાળી ઠમકી રે હરીના હાથ મળ્યા,
ઢોલ ઢમકયા રે હરીના હાથ મળ્યા;
જાણે કૃષ્ણ રાધાના હાથ મળ્યા,
જાણે ઇશ્વર પાર્વતીના હાથ મળ્યા;
થાળી ઠમકી રે હરીના હાથ મળ્યા.

૧૦૭

આજ ભરીયા સરોવર છલીયારે, આનંદ ભર્યાં,
આજ માવડીના છોટુભાઇ પરણ્યારે, આનંદ ભર્યાં;
આજ લાખેણી લાડી લાવ્યારે, આનંદ ભર્યાં,
મેં જાણ્યું મણીભાઇ જૂહારે, આનંદ ભર્યાં;
આજ દીકરો પરણાવી ઉઠયારે, આનંદ ભર્યાં.

## કર મોચનનું ગીત. (હસ્ત મેળાપ)

### ૧૦૮

રઘુવરજીની ઘોડલી—એ રાગ.

કર મોચન કરતાં પ્રિતથી,
કરો શ્રાવણ શાસ્ત્રની રીત. દયાળુ દંપતિ.

જીવ બંધાણો કર્મ સાથે, કર્મ કહ્યાં તે આઠ,
તેના યોગથી યોગથી જગતનો ઠાઠ. દયાળુ દંપતિ.

જ્ઞાનાવરણી દર્શનાવરણી, અંતરાય મોહનીય,
નામ ગોત્ર આયુષ એ આઠ. દયાળુ દંપતિ.

પ્રકૃતિ સ્થિતિ રસને પ્રદેશ, બંધાયો જીવરાજ,
ગુણ ઠાણે ચડી મોક્ષ જાઓ. દયાળુ દંપતિ.

છુટા થયા કર પ્રેમી તમારા, પ્રેમ ન છુટો કદાય,
મન વાંછિત પામો સદાય. દયાળુ દંપતિ.

---

### ૧૦૯

ચોરી રચના કરી રૂડી ચોકમાં
બેઠા વરવહુ સુરજ સન્મુખ, મલકાવતા મૂખ, મંગળ ફેરા ફેરવે.

વધુ વામ દિશાએ વિરાજીયા,
જમણી બાજુએ જોઇને જમાઇ, સાસુ હરખાઇ—મંગળ•

સદાચરણી વિદ્યાનિધિ વરવહુ,
રૂપે રતિ રતિપતિના સમાન, કે રાધીકા કાન—મંગળ•

પ્રેમે ચક્ષુ પરસ્પર મેળવી,
પછી મનનો કરીને મેળાપ, થયા એક આપ—મંગળ•

ચોરી વચ્ચે વેદિકા, ઉપર વળી,
અગ્નિ પ્રગટ કરે કુળ ગોર, રાખી ઘૃત જોર—મંગળ૦
ડાંગર સહિત રૂપાની પરાતમા,
જળની જારી કંકાવતી જોઇ, સરવ રાખી સોય—મંગળ૦
સુંદર શાળની નવ ઢગલી કરી,
મુકે મહોર સોપારી સુજાણુ, ગ્રહોને પ્રમાણુ—મંગળ૦
સૂર્યાદિક નવ ગ્રહનું પૂજન કરે,
વર કન્યા સદા સુખી થાય, ગોરી ગીત ગાય—મંગળ૦
વ્રીહી આપે ખોબામાં ખુશી થઇ,
વરવહુ ને કુમારીકા વીર, સુખડું રાખે શીર—મંગળ૦
ચાર વાર વ્રીહીથી વધાવતાં,
કરે વેદીયા મંત્ર ઉચ્ચાર, એ છે અધિકાર—મંગળ૦

પાણીગ્રહણ કરી પછી પરણુતાં,
સાક્ષી પંચ સગાંને, સજ્જન પ્રસન્ન વદન—મંગળ૦

વરત્યા વીવામાં વડીલ વિચારથી,
કુલ વંશપરંપરા રીત, વાવરીયું છે વીત—મંગળ૦

વરત્યું પહેલું મંગળ વડા વહાલથી,
કરે દંપત્તિ કોલ કરાર, પૂરણુ બાંધે પ્યાર—મંગળ૦

સોગન ખાઈ કન્યા કહે છે કંથને,
સદા પત્નિનો ધર્મ પાળીશ, કહેશો તે કરીશ—મંગળ૦

શુભ ચિંતવીને સહુ કાજમાં,
સહાય કરીશ હું સર્વ પ્રકાર, સુધરવા સંસાર—મંગળ૦
પછી પ્રેમે પ્રતિજ્ઞા પતિ કરે,
પત્નિ પાળીશ પ્રાણુ સમાન, વધારીશ માન—મંગળ૦

બીજું મંગળ વર્તતાં વરવહુ,
કર મેળવીને આપે કોલ, પાળ્યું બોલે બોલ—મંગળ૦

કોડ વચનમાં કર્યા કુળદેવના,
બાંધ્યો દુધ સમ પાણી સમ પ્રેમ, હીરો જડયો હેમ—મંગળ૦

વળી ત્રીજું મંગળ એમ વરતીયું,
રાખી ચંદ્ર સુરજ તણી શાખ, ઉત્તમ અભિલાષ—મંગળ

જોડુ અખંડ અખંડ જુગ જીવજો,
જૈનાચાર સાચવજો જરૂર, ઊમંગથી ઉર—મંગળ૦

સુખ પુત્ર કલત્રનું પામજો,
કરે શીવસુત કેશવ પાસ, વિદ્યાનો અભ્યાસ—મંગળ૦

---

૧૧૦

આ કાંઠે ગંગા રે ઓલે કાંઠે જમના રે,
વચમાં સરસ્વતિ નદી વહે છે.
સોનાની ઇંઢોણી ને રૂપાનું બેઢું રે,
સીતાની વેલ પાણી સંચર્યાં.
સોનાની ગેડીરે, રૂપાનો દડલો રે,
રામચંદ્ર રમવા નીસર્યા.
કુંડેને કપટે રે કાંકરી નાખી રે,
બેઢું નંદવ્યું સવા લાખનું.
કોણુ છે રે? કોણુ છે રે? કોણુ રાયનો બેટો રે!
શું તમારૂં નામ રે? કઇ રે નગરીનો રાજીયો?
હું છું રે, હું છું રે, દશરથનો બેટો રે,
રામચંદ્ર નામ રે, અયોધ્યા નગરીનો રાજીયો.

કાણુ છે રે ? કાણુ છે રે ? કાણુ રાયની બેટી રે ?
કાણુ તમારૂં ગામ રે ? પરણી કે બાળ કુમારડી ?
હું છું રે, હું છું રે, જનકરાયની બેટી રે,
સીતા મારૂં નામ રે, હજી રે છું બાળ કુમારડી.
વાંસ વઢાવો રે વાંસ વઢાવો રે,
ચોરી ચીત્રાવો રે, ચાંપાનેરના.
રામચંદ્ર ને સીતાજી બે, માયરામાં બેઠાં રે,
માયરામાં બેઠાં રે, જોઇને સીતાજી હરખીયાં.
બહુ પુણ્ય કીધાં રે, બહુ સુખ પામ્યાં રે,
વર રે પામ્યા છો વ્યવહારીઓ.
સીતાજી ને રામચંદ્ર બે, માયરામાં બેઠાં રે,
માયરામાં બેઠા રે, જોઇને રામચંદ્ર હરખીયાં.
આ જન જીત્યા રે, આ કન્યા પામ્યા રે,
કન્યા પામ્યા રે કાચ પૂતળી.

---

**નોટ**—આ ગીતમાં રામચંદ્ર અને સીતાના નામને બદલે વર કન્યાના નામ મૂકીને પણ ગીત ગવાય છે

## કંસાર જમતી વખતે.

### ૧૧૧

લાડો લાડી જમેરે કંસાર, આનંદ આજે અતિ ઘણો રે,
પાસે બેઠી સૈયરો બે ચાર, તપાસ રાખે તે તણો રે.

રત્ને જડીયો બાજોઠ વિશાળ, મુકે છે મૂખ આગળે રે,
તે ઉપર શોભીત સોનાની થાળ, ત્યાં ઝારી ભરી છે જળે રે.

સાસુજી શુભ સજીને શણુગાર, પીરસવાને આવીયા રે,
ઘીની વાઢી સાકર તૈયાર, રકાબી ભરીને લાવીયા રે.

પીરસતાં મન મલકાય, આનંદ અંગો અંગમાં રે,
બેગાં બેસીને જમે વરકન્યા, અધીક ઉછરંગમાં રે,

અન્યો અન્ય જમાડે કરી પ્રીત, મલકતાં મુખથી કરે રે.
ગોરી મળી ગાય મંગળ ગીત. આશીષ સઉએ ઉચરે રે,

જમી રહીરે લીધાં આચમન. સાસુએ નીર નામીયા રે.
જોઇ જોઇ હરખ્યાં સ્વજન, સંતોષ સર્વે પામીયા રે,

વરકન્યાએ કીધો મૂખવાસ, સજ્જન જુએ સ્નેહથી રે,
સગાં સ્નેહીએ આવીને પાસ, નજરાણો કીધો નેહથી રે.

વર કન્યાનું જોઇ તે ઠામ, ઉર આનંદ અપાર થયો રે,
દીલથી આશીષ દીધી જૈન બાળા, નામ જગતમાં જયજયકાર થયોરે.

---

## દીકરીને વળાવતી વખતે તથા સાંગીમાં ગાવાનાં ગીત.

૧૧૨

સારૂં સારૂં રે સુરત શહેર—એ—રાગ.

અહીંથી જઇને સાસરીએ બ્હેન, સદ્‌ગુણી શાણીરે
સેવા કરજે વડિલની નિત્ય, તું મન માનીરે.
કોપે જો કદી તારા કંથ, બોધક જાણીરે,
સામો કરીશ ન ક્રોધ, કે તંત રીસ ઊર આણીરે,
તારી સાસુ સસરા પાસ, વિનયથી રહેજેરે,
ગણી માત પીતા સમ ખાસ સુખડાં દેજેરે.
જેઠ જેઠાણીના માન, નણદી સાથેરે,
રાખી સંપ કરી સન્માન, બેસારજે પાટેરે.
તારા નોકર ચાકર સાથે, રહેજે પ્રમાણીરે,
રાખજે માયા અથાગ, બાંધવ જાણીરે.
મળે બ્હેન સુભાગ્યના સાજ, વિનયે વદ વાણીરે,
નવ કરીશ તું જરીકે મીજાજ, સુંદરી શાણીરે.

જે જે યુવતિઓ વરતે આમ, પી પ્રીત પાણીરે;
તેનું અમ્મર થાશે નામ, જગ જશ ગવાણીરે.

---

૧૧૩

આવ્યો તો પરદેશી પોપટો—એ—રાગ.

દીકરી તો પરદેશી પંખીડું, બાંધીને પ્રેમનો પાશ;
પરદેશ ઉડી જાયે.

આવ્યો પરદેશી પોપટો, લાવ્યો તો પ્રેમ પીંજર;
પુરી ચાલ્યો પંખીડું.

સુનાં મ્હારાં મેડીને માળીયાં, સુનાં મ્હારાં આંગણીયાં આજ;
ઉડી જાતાં પંખીડું.

વિનવીએ પરદેશી પોપટા, પ્રિતેથી પ્રાણની સાથ;
પંખીડાને રાખજો.

શીખવજો મીઠેરી વાણ, હસે રમે હેતથી,
આપજો સદ્દગુણી ફળ, પંખીડાની ચાંચમાં.

અમે જોયા તમને કુળવાન, વિવેકીલા રાજવી.
ખંતથી રાખજો સાથ, પંખીડાને સાચવી.

---

૧૧૪

કુંવરી રહેશે ક્યાં લગી-એ-રાગ.

શાણી સદ્દગુણ શોભા ધરજો, કાન્ત કુલીનની બાળ સુણો સ્નેહથી.
પતિ સંગમાં રમજો રંગથી, સદા રાખી એક પતિવ્રત—સુણો.
સત્ય વચન તે મંડન મુખ કેરૂં, સ્વામી સેવા ખરો શણગાર—સુણો.

દીન દુઃખી અનાથ અપંગનો, કરી કરૂણા કરો ઉદ્ધાર—સુણો૦
સ્વામી સુતા પછી સેજ સેવજો, સ્વામી પહેલાં ઉઠો થઈ તૈયાર—સુણો૦
જમ્યા પછી જમો નિજનાથની, બ્હેની હાજર રહેશો હમેશ—સુણો૦
પર નરને ન નિરખો નેત્રથી, નવ હાસ્ય કરો તે સાથ—સુણો૦
શીળ રત્ન સદા સાચવી, રહેજો શીળ વિષે સાવધાન—સુણો૦
બ્હેની સદ્ગુણી સુણશ્રાવિકા, કરે સફળ નારી અવતાર—સુણો૦

---

૧૩૫

મરાઠી સાખી—એ—રાગ.

સંચરતા સાસરીએ, સખી ના કલહ કદાપી કરીએ,
જોડી દીધું જીવન જે સંગે, ત્યાં સુખ સઘળાં વરીએ;
પીયરને પ્યારૂ ના ગણીએ, સખી તું સંચર સાસરીએ.

તાત, શ્વસુરને, માતા સાસુ, બ્હેન નણંદીને ગણીએ,
પતિ ભકિતનો પાઠ હમેશાં, જઇ સાસરીએ ભણીએ;
પતિપર પ્રેમ સદા ધરીએ, સખી તું સંચર સાસરીએ.

હળી મળીને હર વખતે રહીએ, કડવું વેણુ ન કહીએ,
સાસુ શ્વસુરના શબ્દ સદાએ શાન્ત રહીને સહીએ;
કદી ના શોક ઉરે ભરીએ, સખી તું સંચર સાસરીએ.

મન ગમતાં આભૂષણ માટે, પતિથી ના હઠ કરીએ,
ભૂષણ શિયળનું સજી ઉત્તમ, વિશ્વ વિષે યશ ધરીએ;
કલહને દુર સદા કરીએ, સખી તું સંચર સાસરીએ.

ઉત્તમ ગૃહણીના શુભ લક્ષણ, વાંચી મનન તે કરીએ,
નીતિ રહિત જે નવલકથાઓ, તે કરમાં નવ ધરીએ;
અનીતિથી જીવન લગી ડરીએ, સખી તું સંચર સાસરીએ.

પરનિંદા પરદ્વેષ થકી તો, દુર સદાએ વસીએ,
ભીડ વિષે પુરૂષોની કદાપિ, મંદિરમાં નહિ ધસીએ;
વિનયનો ત્યાગ નહિ કરીએ, સખી તું સંચર સાસરીએ.

પરનર સંગે વાત કદાપિ, હાસ્ય વડે નવ કરીએ,
નજર કદાપિ પરનર કેરી, આકૃતિ પર નવી ધરીએ;
શિયળનો ધર્મ ન વિસરીએ, સખી તું સંચર સાસરીએ.

શિયળના સંરક્ષણુ માટે, પ્રાણ નહિ પ્રિય કરીએ,
પ્રાણુ ત્યજીને શિયળ સજવું, અપયશને નવ વરીએ,
અવરની ઇચ્છા નવ કરીએ, સખી તું સંચર સાસરીએ.

સુખદુઃખમાં સરખું મન રાખી, પતિસહ ભાગી થઇએ,
દુઃખ દેખીને શ્વશુર સદનમાં, પીયર કદિ નવ જઇએ;
ગૃહિણીનો ધર્મ ઉરે ધરીએ, સખી તું સંચર સાસરીએ.

દંપતિ સ્નેહ થકી નિજ સદને, અમિ ઝરણાં રેલવીએ,
સ્નેહભર્યા નિર્મળ ઉરમાંથી, હર્ષની જ્યોત જગવીએ;
પ્રકાશે પરિજન વશ કરીએ, સખી તું સંચર સાસરીએ.

લાખ પડે સંકટ તે વેઠી, પતિને પ્રિય થઇ રહીએ,
પતિને પ્રિય તે પ્રિય, જગતમાં, ઇશ્વરને પ્રિય થઇએ;
ખરો એ મુક્તિપંથ વરીએ, સખી તું, સંચર સાસરીએ

માત પીતા પર પ્રેમ સદા તું નિજ અંતરમાં ભરજે,
પણુ તે પ્રેમની પાછળ કદી તું, પતિ નિજ દુર ન કરજે;
સખી નવ લેશ કલહ કરીએ, સખી તું સંચર સાસરીએ.

(હૃદયવાટિકા).

૧૩૬

સુંદરબાઈ ચાલ્યા સાસરીએ, માબાપ શીખામણુ આપે બ્હેન;
લાજ વધારો લાખેણી.

નીચા કુળની નીર્લજ નારી, ભરતારનું વેણુ ઉત્થાપે બ્હેન—લાજ૦
સાસુજી કહે તે સાંભળજો, કોઇથી વઢવાડ ન કરશો બ્હેન—લાજ૦
સાંખી રહેજો બોલ્યું સહુનું, અભિમાન ન અંતર ધરશો બ્હેન-લાજ૦
ઘરમાં બેઠાં ધંધો કરીએ, પર ઘેર ઘણું નવ જઇએ બ્હેન—લાજ૦
તમે ભણ્યાં ગણ્યાં છો બહુ ડાહ્યાં, તમને શું ઝાઝું કહીએ બ્હેન—લાજ૦
મેલાં ઘેલાં તો નવી રહીએ, ચટકો મટકો નવી કરીએ બ્હેન—લાજ૦
કોઇ વાત કરે વાંસે લોકો, એવું કદી ન આચરીએ બ્હેન—લાજ૦
જે સપુત છે સારી છોડી, માબાપની લાજ વધારે બ્હેન—લાજ૦
મણી, લોહ તણું સોનું કરશે, સોબતીને એમ સુધારે બ્હેન—લાજ૦
જે સંપ, સગાથી તોડે છે, કોઇ વખત હાથ ઘસે છે બ્હેન—લાજ૦
જે સૌનું સારૂં ઇચ્છે છે, તેના દિલમાં દેવ વસે છે બ્હેન—લાજ૦

---

૧૩૭

એક આવ્યો તો પરદેશી પોપટો,
બ્હેની રમતાં હતાં માંડવા હેઠ, નાણાવટી લઈ ચાલ્યો.
બ્હેને મેલ્યા ઢીંગલા મેલીયા પોઠીયા,
બ્હેને મેલો સહીયરીઓનો સાથ, મેલીને ચાલ્યાં સાસરે.

---

૧૩૮

સહીઅર ચાલી નીજ સાસરે,
ડાહી થાજે તું આજ, વધારજે લાજ, અમારા કુળની.
ભણુવા ગણુવાની ટેવ રાખજે, કરજે તમે જીવના જતન.
થાશે પ્રભુ પ્રસન, અમારી એ શીખડી

જૈનશાળાની બાળા એમ કહે, સુણજો તમે નરનાર.
એમ કહીએ આ વાર, શીખામણ સાર છે.

---

## પરણી રહ્યા પછી તથા કન્યા વળાવતી વખતે વરવાળાને ગાવાનાં ગીત.

૧૩૮

એક ઝારા ઉપર ઝારી રે, એ તો કન્યા થઇ અમારી રે,
એ તો અમારા કહ્યાં કરશે રે, સાસુની સેવા કરશે રે,
નણંદીને બ્હેની સમ ગણશે રે.—એક ઝારા૦

---

૧૩૯

અમે ઇડરીયો ગઢ જીત્યા રે આનંદ ભર્યા.
લોક કહે તે મણીભાઇ જુઠા રે, આનંદ ભર્યા.
એ તો દીકરી પરણાવી ઉઠયા રે, આનંદ ભર્યા.
લોક કહે તે અમીચંદભાઇ સાચા રે, આનંદ ભર્યા.
એ તો દીકરો પરણાવીને ઉઠયા રે, આનંદ ભર્યા.

---

૧૪૦

કન્યા વળાવો રૂડી રીત રે, નવલા વેવાઇ.
ચિંતા ન કરશો કાંઇ ચિત રે, નવલા વેવાઇ.
કન્યા રૂપી રૂડું રતન રે, નવલા વેવાઇ.
જીવ જોડી કરશું જતન રે, નવલા વેવાઇ.

પાણી માગે ત્યાં દેશું દુધ રે, નવલા વેવાઇ.
સંભાળ કરશું ભાવ શુદ્ધ રે, નવલા વેવાઈ.
લાખેણા લડાવીશું લાડ રે, નવલા વેવાઇ.
ગોરી છે રૂડી ગુણવાન રે, નવલા વેવાઇ.
મળશે અમારે ઘેર માન રે, નવલા વેવાઈ.
સર્વે કળામાં છે સુજાણ રે, નવલા વેવાઈ.
માયાળુ મનની છે વિશેષ રે, નવલા વેવાઇ.
હળી મળી ચાલશે હમેશ રે, નવલા વેવાઇ.
તમને વ્હાલી છે જેવી તેહ રે, નવલા વેવાઇ.
અમને પણ વ્હાલી છે તેહ રે, નવલા વેવાઇ.
કન્યા વળાવી વળો ઘેર રે, નવલા વેવાઈ.
કરજો સદેવ રૂડાં કામ રે, નવલા વેવાઇ.
કહે છે જૈન બાળા નામ રે, નવલા વેવાઇ.

## પરણીને આવ્યા પછી વરના આંગણે ગાવાનાં ગીતો

૧૪૧

મેં તો થાળ ભર્યા રે સગ મોતીડે રે,
હું તો વરવહુ વધાવવાને જાઇશ.
માંરે સોના સમો રે સુરજ ઉગીયો.

મારા લખમીચંદભાઇને કારણે રે,
હાંરે મારે આવી લાખેણી લાડી આજ. મારે૦

મારે આંગણે આજ અજવાળીઆં રે,
મારે ઓરડે ઝાક ઝમાળ. મારે૦

૧૪૨

મારી આંખોના તેજનો તારલો, મારા પ્રાણનો પ્રેમ આધાર,
વહુવર સોંપુ તુજને.
સુખે શેઠાણી દુઃખે દાસી થઇ, રહેજે ઘરની બની પ્રધાન.
વહુવર શીખ એટલી.

ઇશે આપ્યાં તે સુખ સુખે માનજે, એની રહીને મલાજાની માંય.
એમાં મોટું માન છે.
જેનું ઘરમાંય ઢાંકયું કપાળ રહે, ઢાંકયાં ઢાંકયાં તેનું એઉ કુળ.
ભૂષણ સ્ત્રીનું લાજ છે.

---

## ગોરવ તથા જમણમાં ગાવાનાં ગીત.

૧૪૩

ઘરડાં ઘરડાં કાઢી મેલો, એવા બોલ ન બોલો રે,
ઘરડાંની બુદ્ધિ બહુ સારી, જવાનની નહિં ચાલે રે.
કુળવંતી ગોરી નહિં બોલે, તાઇ પીંજારા તોલે રે,
દીકરી દેઇને કરે સગાઇ, કીધો બાઇ જમાઇ રે.
ગાળો દઇએ જો દુઃખદાઇ, લોક કહે કુલટાઇ રે,
મુખડું લાજે, અંતર દાઝે, નીચ ન ગાઇએ ગીત રે.
પેટ ચોળીને પીડા કરીએ, નહિં ચતુરાઇની રીત રે,
કન્યાશાળા જૈન ધર્મની, આપે છે ઉપદેશ રે.
સત્યશિયળ નીતને ટાળો, ટાળો કજીઆ કલેશ રે.

---

૧૪૪

એક ટકાનાં પાન મંગાવો રે, તે પાનની બીડીઓ બનાવો રે,
પાન બીડાં સાજનમાં વહેંચો રે, વરરાજાને તંબોળે સીંચો રે.
બહેની મંગળ માળા બોલો રે, નીતિશાસ્ત્રથી અંતર ખોલો રે,
જૈનશાળાને બાળા વધાવો રે, બેની ભણી ફટાણાં ન ગાવો રે.

---

૧૪૫

કાશી કેરીનો વેવાણુ ખુંદો રે ભાવે, શાણી સલુણી ભુંડાં ગાણાં ન ગાવે.
કુલટા નઠારી ફટાણાં ગાવે, માત, પિતા, કુળ, જાત લજાવે.
નીચ અધમને માટી બનાવે, નખરાં કરી નિજ નયણાં નચાવે,
સદાચાર સદ્ગુણ નવી પાળે, ભુંડું ભાખી મુખડું બાળે.
એવી નઠારીનો સંગ નિવારો, બેની તજીએ દુષ્ટ લવારો.

---

૧૪૬

ઉંચા ટંબે બોરડી પારેવા હ્યો.
તેનાં મીઠાં બોર ઝરમર જેર, પારેવા૦
સદ્ગુણને સંભાળીએ, પારેવા૦
તજીએ શોર બકોર ઝરમર જેર, પારેવા૦
તજીએ કજીઓ કલેશ. પારેવા૦
સજીએ શિયળ શ્રીકાર ઝરમર જેર, પારેવા૦
કુળાચારને પાળીએ, પારેવા૦
રાખો મન અવિકાર ઝરમર જેર, પારેવા૦
ઉત્તમ કુળમાં અવતરી, પારેવા૦
ગાઇએ ગીત રસાળ, ઝરમર જેર પારેવા૦
કન્યાશાળા જૈનની પારેવા૦
ભણાવજો નિત્ય બાળ, ઝરમર જેર પારેવા૦

---

૧૪૭

મેં તો ગોરવ નોતર્યો બહુ હોંશથીરે,
મારે આનંદ ઉર અપાર, આજે ભોજન કર્યાં ભલી ભાતનાંરે,

જમાઇ આવ્યા છે રાજનથી શોભતા રે,
ખાશાં ખાજાં ખાઓ જો ખુબ. આજે૦

મુખ ઝાંખુ થયું છે તાપ થકીરે,
પીઓ અમૃત જળ શ્રીકાર. આજે૦

મારા વેવાઇએ કાંતો ઠીલે દુભવ્યારે,
ખાઓ મીઠાઈ છે મનોહાર. આજે૦

લાડુ, ઘેબર, ઘીની ભરી ધારીયોરે,
મેહસૂર, સુતરફેણી ને પૂરી સાર. આજે૦

જમો જુગતેથી છોડુ જમાઈ પાતળા,
તમે છો ચતુરસુજાણ. આજે૦

---

૧૪૮

પાંચ મણીકા લાડવોરે, પીરસ્યો છેલલ્લુભાઇને ભાણે. મણીકા૦
જમતાં તે ધણીયાણી સાંભળીરે, ધાલ્યો છે ઢીંગણુ હેઠ. મણીકા૦
ખડકીએ જાતાં ખસી પડયારે ફોકટ થયા ફજેત. મણીકા૦

---

## ઉકરડી નોતરતી વખતે ગાવાનાં ગીત.

૧૪૯

મારા વેવાઇને સેરી સાંકડી—એ—રાગ.

બ્હેનો સંપે મળી સૌ આપણે, કરીએ પૂજન ભૂમિનું આજ.
સુખી રાખે સર્વદા.

માતા ભારત ભૂમી આપણી, અહો ઉપકાર છે સૌ શિર,
પૂજન કરો પ્રિતથી.

આપે અનજળ પ્રાણી પોષવા, રાખે ઉરપર ઇશ્વરનો ભાર,
પૂજન કરો પ્રિતથી.

પહેર્યાં હાર ઘરેણાં આપણે, આપે ભૂમી માતા ગણી બાળ,
પૂજન કરો પ્રિતથી.

કરવા દૂર વ્યાધિ રોગો તણી, રૂડી ઐાષધી આવે અપાર,
મોટા પૂન્યે ઉદર વસ્યા આપણે, થયાં ભારત માતાના બાળ,
પૂજન કરો પ્રિતથી.

સંપી વસીએ તો માતા ખુશી રહે, આપે બાળકને શુભ આશીશ,
પૂજન કરો પ્રિતથી.

---

૧૫૦

ઉકરડી નોતરતાં વનમાળીરે,
જડીઓ છે સોનાનો ભૂટો કે ગુજર માળીરે.
તેની ઘડાવશે ટોટડી વનમાળીરે.
સોવરાવશે જમણા કાન કે ગુજર માળીરે.
ઉકરડી નોતરતાં વનમાળીરે.
જડીઓ છે લોઢાનો ખુંકો કે ગુજર માળીરે.
તેનો ઘડાવશે દીવડો વનમાળીરે.
સોવરાવશે જમણે હાથ કે ગુજર માળીરે.

---

૧૫૧

હાંહાંરે નીલી દાંડીને, ઝમરખ દીવડો,
હાંહાંરે શોભે નવી વહુને હાથ એ દીવડો.
હાંહાંરે થાળ ભરી, શગ મોતીએ ચાલો,
હાંહાંરે વીવા આવ્યા સૌ રંગમાં મહાલો.
હાંહાંરે સગા સંબંધી માંડવે આવ્યા,
હાંહાંરે ઉકરડી બાઈ તમને મનાવ્યા.
હાંહાંરે વીવા તો બૈરાં થશું અમે ભૂલી,
હાંહાંરે વાસીદે જાય ઘરેણાં અમૂલાં.
હાંહાંરે સાચવજો સૌ ચીજ સુભાવે,
હાંહાંરે જમના વહુ તમને મનાવે.
હાંહાંરે શીખમાં આપી છે તમને સોપારી,
હાંહાંરે દમડી દીધી કરી ચાકરી સારી.
હાંહાંરે નીલી દાંડીને ઝમરખ દીવડો.

---

## ઉજમણું ઓચ્છવ પૂજા વિ. શુભ પ્રસંગે ગાવાનાં ગરબા.

૧૫૨

રઘુપતિ રામ હૃદયમાં રહેજો—એ–રાગ.

સતિ સુણો પ્રેમથી શીખ મારીરે, હીત શિક્ષણની બલીહારી, સતિ૦
બહેની વાતો ન કરીયે વાટેરે, કોની હાંસી ન કરીયે ઘાટેરે,
સારી શિક્ષા છે તુજ માટે. સતિ૦

નિંદા પરની નવી કીજેરે, ખોટું આળ કલંક ન દિજેરે,
પર ઘર ભમતાં ન ભમિજે. સતિ૦

પરનિંદા કરે જે નારી રે, અપયશની તે અધિકારી રે,
થાય અંતે અતિ દુખીયારી. સતિ૦

વેણુ કડવાં નવ દિયે વાણીરે, સુણીયે જીનવરની વાણી રે,
પરમારથ દીલમાં આણી. સતિ૦

વાત વાતમાં લડવું ન સારૂં રે, રોવું કુટવું તે નઠારૂં રે,
લાગે ફુવડ નારીને પ્યારૂં. સતિ૦

ભણવું, ગણવું સુખકારી રે, પ્રભુ નામ તે મંગળકારી રે,
પર પુરૂષ ન દેખો ધારી. સતિ૦

કોઈ સાથે ન કરીયે વેરરે, નીતિથી રહીએ નીજ ઘેર રે,
બુદ્ધિસાગર શીવસુખ લેર. સતિ૦

---

૧૫૩

અંબા જોગાની આસરે નિરખું મારી માડી—એ—રાગ.

પહેલા તીર્થંકર મહારાજ રે સુખશાંતિ આપો.
છે પ્રથમ જગતના સાજ રે સુખ૦
છે સર્વ શિરોમણી જેહ રે સુખ૦
જે ભાર્તા પ્રથમ છે તેહ રે સુખ૦
જે પહેલા સદ્ગુરૂ નાજ રે સુખ૦
જે ન્યાય તણા સીરતાજ રે સુખ૦
જે શાસનકાર સદાય રે સુખ૦
જે પ્રથમ થકીજ પુજાય રે સુખ૦
જેનું શરણ સદા સુખદાય રે સુખ૦
જે પહેલા છે કર્મકાર રે સુખ૦
જે છે કર્મરહિત નિર્ધાર રે સુખ૦
જે ધર્મ પ્રથમ જાણનાર રે સુખ૦
જે પહેલા સ્વયંભૂ ૐકાર રે સુખ૦
પહીલા લગ્ન તણા કરનાર રે સુખ૦

પહેલાં જ્ઞાનમાં જે છે અપાર રે સુખ૦
ધ્યાય ધરવામાં આધ થનાર રે સુખ૦
જેને સુરનર પડતા પાય રે સુખ૦
જેનો કિન્નર મહિમા ગાય રે સુખ૦
જે જાતે ધ્યાનમાં નિધાન રે સુખ૦
જે પરમાત્મા છે મહાન રે સુખ૦
જેનું પરમ જ્યોતિ છે નામ રે સુખ૦
જે પરબ્રહ્મરૂપ હમેશ રે સુખ૦
જે સંશયના હરનાર રે સુખ૦
જેને છે ન ફરી સંસાર રે સુખ૦
જે અવિનાશીનું સ્વરૂપ રે સુખ૦
નવતત્વ પ્રકાશક જેહ રે સુખ૦

---

## શ્રી જીનવર પ્રભુનો ગરબો.

૧૫૪

પુનમચંદની ખીલી પુરી અહિં રે એ—રાગ.

શ્રી જીનવરજી પ્રભુ પરમાત્મા રે
વહાલા રાણી જસોદાના કંથ.
રસીયા વસીયા સૈયર અમ અંતરે રે
સજની રજની સુંદર શી આજની રે
શોભે આંગી અનોપમ ઠાઠ—રસીયા૦

### સાખી.

મુગુટ રત્ન હિરે જડયા, કાને કુંડળ ઉરહાર,
મણીલાલ મોતી તણાં, વિવિધ ભરણુ અપાર;

જીનજી મુખમુદ્રા પર વારૂ કોટીક ચંદ્રમારે,
ઝમઝમ જ્યો ઝમકતી દીનકર વત ઉજાસ—રસીયા૦

## સાખી.

મળી સુંદર બહુ માનીની, સજી સોળે શણગાર,
કર કંચન ચુડી ચમક, ચંદ્રવદની સુકુમાર;
આસન જડીત છે રંગમંડપ રળીયામણો રે,
હેતે રમતી ગમતી ગાતી ગુણગાન—રસીયા૦

## સાખી.

જય જય ત્રિસલાનંદ તું, સુરનર નામે શીશ,
મંગળ ટોકરશી કહે, અંતરયામી ઈશ;
શ્રી જીનવર પ્રભુ પરમાત્મા રે,
વહાલા રાણી જશોદાના કંથ—રસીયા૦

---

## નેમનાથના સાત વાર.

૧૫૫

આદીતે અરિહંત અમ ઘેર આવો રે,
મારા સામ સલુણા નેમ, દિલમાં લાવો રે,
સોમે તે શુભ શણગાર, સજીએ અંગે રે.
મારા જગજીવનની સાથ, રમીએ રંગે રે,
મંગળ દિન શુભ આજ, મંગળ ચારૂ રે.
કંઇ નરભવ કેરો સ્નેહ, હું સંભારૂં રે,
બુધે ઘેર આવો નાથ, બુદ્ધિના બળીયા રે.
પ્રભુ એક સહસને આઠ, લક્ષણ ભરીયા રે,
ગુરૂ ગીરવા ગુણવંત, શીવા દેવીના રે.
કંઇ સમુદ્ર વિજય કુળચંદ, નેમ નગીના રે,
શુકર સહેસાવન, ચાલો સજની રે.
મારે સમય થયો પ્રભાત, વિતી રજની રે,

શનીસર સંજય લીધ, પ્રિત વધારી રે.
બન્ને પામ્યા પરમાનંદ, નેમને નારી રે,
મુળચંદ કહે એમ, આશા ફળશે રે.
જે નિર્મળ પાળે શિયળ, ભવજળ તરસે રે.
અમે નમીયે નેમીજીણંદ, ગઢ ગીરનારે રે,
રાણી રાજુલ જુએ વાટ, સાતે વારે રે.

---

## શ્રી રૂષભદેવ સ્વામીનો ગરબો.

૧૫૬

પડવેની પડપીત ગટમટ ભુલીરે એ—રાગ.

ચાલો સુખીયો મમ સાથ, જીનવર જઇએ રે,
અવલોકી રીખવદેવ, પાવન થઇએ રે.
મોહન મારૂં દેવાનંદ, જગ જયકારી રે,
જસુ વંદન પુનમનોચંદ, જાઉં બલીહારી રે.
કંચનગીરી હરી જીનરાજ, જઇ નવરાવે રે,
કરવાને આતમ કાજ, સચી હુલરાવે રે;
વનિતા નગરીનો રાય, હરખી નીરખે રે,
પણુ છે સત ધનુષ્યની કાય, સોવન સરખી રે.
હમ દીલ વસીયા એ દેવ, રંગ રંગીલા રે,
જસ સુરવર સારે સેવ, છેલ છબીલા રે;
સ્વામી શીવરમણીના કંથ, કામણગારા રે,
સુખ આપો આદી અંત, પુરણ પ્યારા રે.
પ્રભુ પુરણ પુન્ય પસાય, અમે દીઠું રે,
આ હરખ મનમાં ન માય, લાગે મીઠું રે;
ઝુમ ઝુમ કરી જીન ગુણ, રસ રમી રંગે રે,
આવો જીનજીના આવાસ, સખીયો સંગે રે.

---

## નેમ રાજુલનો ગરબો.

૧૫૭

રાજુલ પ્રિત પાળી છે, બાળા વેશમાં રે લોલ.
ચિત ચોયું છે નેમજીના વેશ રે. રાજુલ૦

સમુદ્ર વિજયનો ચંદ્ર લો શિવા દેવી માત,
શંખ શબ્દ કરવા થકી રે,
કંઇ તન મન થયો ઉતપાત રે. રાજુલ૦

ગોપીઓ કૃષ્ણ તણી અને રાધારાણી પ્રમુખ,
વિવા મનાવવા કારણે રે,
કંઇ લટપટ કરે સખી જેહરે. રાજુલ૦

સાંબેલા શણગારીઆ ને સાજન લીધું સાથ,
રૂક્ષમણીને રાધાજી રે,
એની ભોજાઇઓ ગીતો ગાય રે. રાજુલ૦

કપાળે તિલક કર્યાં માથે મુગટ ધરાય,
હાથમાં શ્રીફળ લઇનેરે,
મારા પ્રભુ પરણવા જાય રે. રાજુલ૦

સરખે સરખી સાહેલીઓ, રાજુલ પુછે વાત,
નેમજી નેમજી શું કરો રે,
કંઇ નેમજી છે કાળા ભરથાર રે. રાજુલ૦

કાળા ધેમર હાથીઆ, કાળો મેઘ મલાર,
કાળી આંખની કીકીઓ રે
કંઇ કાળા માથાના કેશ રે. રાજુલ૦

કાળી કચકડાની દાભડી, કાળી કાજળ રેખ,
કાળી કસ્તુરી નિપજે રે,
વળી એમાં છે કેવા ગુણ રે. રાજુલ૦

નેમજી તોરણુ આવીયા, પશુએ કીધો પોકાર,
પશુડા ઉપર કરૂણા કરી રે,
મારા પ્રભુ સ્વરૂપ થયા નાથ રે. રાજુલ૦
રાજુલ ચિત ઉભરાઇને, તનમાં ઉઠી લાય,
મને મુકી પ્રભુ ચાલીયા રે,
હવે કેવા થશે મારા હાલરે. રાજુલ૦
ચાંદાને લંછન કર્યું, નળ દમયંતિ જેહ,
મારે કર્મે આવી બન્યું રે,
કંઈ હરણે પાડયો વિજોગ રે. રાજુલ૦
ચંદન ભરી તળાવડી, મોતીડે બાંધી પાળ,
કાઉસગીયા કાઉસગ કરે,
એતો મોક્ષ જાવાને કાજ રે. રાજુલ૦
ખોદુ તો ધરતી ખમે, વાયુ ખમે વયલાશ,
કઠણ પરીગ્રહ સાધુજી ખમે રે,
એ તો ઘેર ઘેર ગોચરી. રાજુલ૦
મછ ટળવળે પાણી વિના, ફુલડાં કરમાઇ જાય,
તેમ ગુરુ જ્ઞાનિ વિનારે,
મારા દીવસ દોયલા જાય રે. રાજુલ૦
શીશી ભરી ગુલાલની, ખુંજુ કોની પાસ,
સુગુરૂ જ્ઞાનિ આજે મળ્યા રે,
મારો સફળ થયો અવતાર રે. રાજુલ૦
જ્ઞાનીને જ્ઞાની મળ્યા, જ્ઞાનની લુંટાલુટ,
અજ્ઞાની અજ્ઞાની મળ્યા રે,
ત્યાં તો થાય છે માથાકુટ રે. રાજુલ૦
એમ કહી એ તો ગયા, જઈ ચઢયા ગિરનાર,
મુકિત મંદીરમાં જઇ રહ્યા રે,
મારા પ્રભુ થયા શ્રી નેમ રે. રાજુલ૦

ક્રાંતીવિજય કહે સુણો શ્રાવીકા પાળો શિયળ સ્વરૂપ,
નેમ રાજુલ મુગતે ગયા રે,
એતો શીયળ તણો પ્રભાવ રે. રાજુલ૦

---

## શિયળનો ગરબો.

૧૫૮

અલબેલી રે અંબે માત ચાલો જોવાને જઇએ રે—એ રાગ.

હાંરે સરવેથી સરસ ગણાય, શોભા શિયળની,
નહિ તો જેમ વ્યર્થ જણાય, નદિયો નિર્મળની.
સર્વાંગે શણગાર સજ્યા પણ, ન મળે જેને નાક રે,
તો એકે શણગાર ન શોભે, જોઇ જગ હસે અથાગ—શોભા૦
ભણતર માંતો ભડકો ઉઠયો, રૂપ વિષે પડી રાખ રે,
સ્નેહ સહિત શીયળ નવ પાળે, લાંછન લાગે લાખ—શોભા૦
ડહાપણ માંતો દવ લાગ્યોને, ચુલે પડી ચતુરાઇ રે,
જે જનની શુભ વેલ શીયળની, સ્નેહે નહિ સચવાઇ—શોભા૦
અંક ઉપર મીંડા મુકે તો, દશ દશ ગણા ગણાય રે,
અંક વિનાનાં મીંડાં સરવે, શુન્યે શુન્ય જણાય—શોભા૦
શીયળવૃતને અંક સમજજો, મીંડાં સદ્ગુણ માત્ર રે,
શિયળ વિના સદ્ગુણીને સૌ, કહેશે લોક કુપાત્ર—શોભા૦
અમૃત જેવાં ઉત્તમ ભોજન, પીરસ્યાં રૂડી પેર રે,
પણ તે પર સરપે ગળ નાખી, તો તે સરવે ઝેર—શોભા૦
ધિક્ ધિક્ તેના માતા પિતાને, ધિક્ એનો અવતાર રે,
જે સંસાર વિસે જનમીને, શિયળ તજે નરનાર—શોભા૦

પરનારી માતા સમ માનો, પરનર પીતા સમાન રે,
તો આ લોક તથા પરલોકે, ભલું કરે ભગવાન—શોભા૦

સાળો કે સસરો કહેવાથી, તામસ કરે તમામ રે
સૈનો સાળો, સૈનો સસરો, દો દ્વિજ દલપતરાય—શોભા૦

---

## સ્ત્રીના ધર્મ વિષે ગરબો.

૧૫૯

સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળીયેરે,
પરમ પવિત્ર પતિવ્રત પટકુળ કરી પરિધાન,
સાસુ સસરા માતા પિતાની સેવા સાચવેરે;
ભાવ સહિત ભક્તિથી નિત ભજીએ ભગવાન,
એવા ઉત્તમ ગુણથી ઉભય સુકુળ અજવાળીયેરે,—ટેક.

### સાખી.

નજરે નજર ન જોડીયે, નાથ વિના નર સાથ,
પર નરને નવ આપીએ, તાળી હાથો હાથ;

હસવું, રમવું, જમવું, એકાંતે નવ બેસવુંરે,
પતિ વિણ પતિના પણ સન્મિત્રોનીસંગાથ—એવા ઉતમ૦

### સાખી.

નાથ વિના કરવી નહિ, વિનોદ ક્રિડા વાત,
વિશ્વ વિરૂદ્ધ ન વર્તવું, ભલે તાત કે ભ્રાત;

સજની ભ્રષ્ટ થવું નહિ, સુધરી સધ આચારથીરે,
નિર્લજ નટખટની સોબત તજવી સુજાત—એવા ઉતમ૦

## સાખી.

કુષ્ટિ, કદ્રુપ, કુબડો, નિર્ધન નિર્બળ કાય,
મતિ હિણુ પતિત પતિ મળે, એ સતિને સુરરાય;
જોડી પગ અંગુઠે દ્રષ્ટિઆધું ઓઢીયેરે,
સુખકર સાચવીએ સૌ સાથે એમ સદાય—એવા ઉત્તમ૦

## સાખી.

ઉંચે સ્વરે નવ ઉચ્ચરવું, મુકીને મરજાદ,
કુલીન બ્હેન કરવો નહિ, વડીલથી વિવાદ;
ચંચળ ચાલે ચટક મટક, ચતુરા નવ ચાલીએરે,
શિવ સુત કેશવની શીખામણુ અંતર યાદ—એવા ઉત્તમ૦

(ગુરૂગુણુ રત્નમાળા).

---

## મહાવીર જીવન.

૧૬૦

બ્હેની શાસ્ત્રો વખાણે રે, સુગુરૂ વરની વાણી,
સુણી કાર્ય આદરીએ જે, કરે જગ સુખ લ્હાણી—બ્હેની૦

પ્રાણી સેવાનો મંત્રજ રે, પ્રભુ મહાવીરે દીધો,
નીજ જીવનથી જગને રે, અમોલો બોધ દીધો—બ્હેની૦

નીજ વડીલની સેવા રે, પ્રેમે દીલભર કરવા,
નવ રાખી લગારે રે, સુખદ સંયમ પરવા—બ્હેની૦

પ્રભુ પર ઉપકારી રે, પર દુઃખે દીલ બળે,
જગહિત વિણુ જેને રે, જરાએ ન જંપ વળે—બ્હેની૦

સતિ ચંદન બાળા રે, હૃદયભર રહી આશે,
પ્રભુ પોતે પધાર્યા રે, ગોચરીએ ઉલ્લાસે—બહેની૦
દુઃખ લોકો દેતાં રે, ડસે અને પ્રાણ હરે,
એવા સર્પની ઉપર રે, પ્રભુ નેહ નજર કરે—બહેની૦
પ્રભુ રાફડા ઉપર રે, કાર્યોત્સર્ગ કરવા,
દયા આણી પધારે રે, પતિતને ઉદ્ધારવા—બહેની૦
આવ્યો રંક ભીખારી રે, દારિદ્રે અતિ મુંઝાઇ,
આપી વસ્ત્ર વહાલે રે, ટાળી પીડા દુઃખદાઇ—બહેની૦
કરે યક્ષ પીડા રે, આપે સંકટ જનને,
આપી બોધને તાર્યો રે, હરી પીડા જગજીવને—બહેની૦
ઇન્દ્ર ભૂતિ આદિ રે, સંશય ટાળી ભકત થયા,
પ્રભુ મહેર જ્યાં વરસી રે, ભવ તણા બંધ ગયા—બહેની૦
એક અનેકને તાર્યા રે, દયાળુ પ્રભુ વીરે,
નિજ જીવનથી દીધો રે, સુબોધ શ્રી મહાવીરે—બહેની૦
સેવા સ્નેહથી કરજો રે, જગ પ્રાણી જગની,
પ્રભુ એમજ કહે છે રે, સફળ ભવ શુભ કરણી—બહેની૦

( ગુરૂગુણરત્નમાળા ).

---

## સુબોધ.

૧૬૧

બોલ માં, બોલ માં, બોલ માં રે, અરિહંત સિવાય બીજું બોલ માં,
સાકર સ્વાદને છોડી કરીને, વીષના પ્યાલા તે ઘોળમાંરે—અરિહંત૦
કલ્પવૃક્ષને મુકી તું વેગળુ, બાવળ બોરડી છોલમાંરે—અરિહંત૦
ગુરૂ જ્ઞાનીનો અમીરસ ત્યાગી, ખારૂં પાણી તે ઢોળમાંરે—અરિહંત૦

બાવના ચંદનને અળગું કરીને, શખ થકી મુખ તું ચોળમાંરે—અરિહંત૦
કેસર કસ્તુરીની સુગન્ધ તજીને, ગંધભરી ગંદકી ખોલમાંરે—અરિહંત૦
કવિ કહે ત્રણ તત્વને છોડી, ચાર ચોકડીથી નામ બોળમાંરે—અરિહંત૦

(સુન્દરી સુબોધ.)

---

## મહાવીર સ્વામીનો ગરબો.

૧૬૨

અનોપમ આજેરે ઓચ્છવ છે મહાવીર મંદિરરે રે,
ચાલો જોવા જઇએ હેતે હળી મળી આજ,
વહાલા વીરનો જન્મ દિવસ છે આજનોરે.

### સાખી.

ત્રીશલા કુખે અવતર્યા, મહાવીરનો અવતાર,
ધન ધન દિવસ તે ઘડી, વરત્યો જયજયકાર;

થાળ ભરી ભરી, મોતીડે વધાવતી રે,
છપ્પન કુંવરી સજી, સૌ શણગાર;
ઉભી આરસ પારસમણી ચોકમાંરે. અનુપમ૦

### સાખી.

જીન મનરંજન પારણું, હીરાનો ઝળકાટ,
પોઢયા છે માંહે મણી, પુનમ સુખ જણાય.

હિતે હિંચોળે છે કંચન વરણી દોરીએરે,
માતા ત્રિશલા હરખ અપાર;
એવો દિવસ ઉગ્યો છે આનંદનો રે. અનુપમ૦

## સાખી.

મોતી તોરણુ બારણે, દીસે ઝાક ઝમાળ.
ઇન્દ્રાણી આગે નીચે, રણઝણુ અચ્છો થાય.

ટહુકા કરતી કોયલ મધુરી, મેના કંદની રે,
વળી બપૈયા ગાવંતા રૂડા રાગ,
એવું આનંદ આનંદ વીર પારણું રે. અનુપમ૦

(ગુરૂગુણરત્નમાળા).

---

## શુદ્ધશ્રાવિકાના શણુગાર.

૧૬૩

માલણુ ગુંથી લાવ ગુણીયલ ગજરો–એ રાગ.

સુઘડ સતી શ્રાવીકા ગુણવાળી, પહેરે સાડી શીયળની રૂપાળી—સુઘડ૦
પહેરે **લજ્જા** કસુંબલ ચોળી, ધર્મશ્રદ્ધાના રંગે ઝબોળી,
**દયા** દરજીએ હોંશે શીવેલી. સુઘડ૦

કર કંકણુ **કરૂણાનું** ધારો, પર નિન્દાને દુર નિવારો,
ચુડો **સમતાનો** શોભે રૂપાળો, સુઘડ૦

**વિશ્વ બંધુતા** વીંટી રૂપાળી, જડી **શાંતિ** હીરે રઢીયાળી,
સદ્ભાવ સુન્દરતા રસાળી. સુઘડ૦

નીતિ મોહન મૈક્તિક માળા, પહેર્યે નિન્દક ભરશે ઉચાળા,
કર્મબંધ થકી રખવાળાં. સુઘડ૦

**ઉપયોગનું** અંજન આંખે, **વ્રતનિયમ** ડાબલીયે રાખે,
સમતાથી જગત માર સાંખે, સુઘડ૦

**પ્રભુભક્તિથી** અંગ પખાળી, વિશ્વ પ્રેમના આરસે ભાળી,
રાચે વદનની કાન્તિ નિહાળી, સુઘડ૦

ટાકી કુમ કુમ **નાથની સેવા,** કરે ભાવે મળે સુખ મેવા,
પ્રીતે અખંડ સૌભાગ્યને લેવા, સુઘડ૦

ધ્યાન સ્વામી તણું મન ધરવું, ચરણે નુપુર **સંયમ** કેરૂં ધરવું,
કાર્ય પર ઉપકારનું કરવું. સુઘડ૦

**સત્શીળ** રૂમાલ રૂપાળો, **વૈરાગ્ય** કીનારીવાળો,
હોય ખાદીનો રૂડો રૂપાળો, સુઘડ૦

કર્ણુકુલ કનકનું ધરવું, **અંતરાત્મ** પ્રદેશે વિચરવું,
ધ્યાન હેયજ્ઞેયાદિનું ધરવું, સુઘડ૦

**ગુરૂસેવા** કટાસણું રાખો, **વિનય** વડિલનો દાખો,
**સત્ય** પન્થ વચન શુભ ભાખો, સુઘડ૦

**નવતત્વનો** ચવળો ન ચુકો, ષડદ્રવ્ય ઘેરી બાંધી મુકો,
**પ્રતિક્રમણ** ઓલે નિત્ય ઝુકો, સુઘડ૦

જેવું બોલો તેવું તમે ચાલો, રાગદ્વેષનો મેલ પખાળો,
**શુદ્ધશ્રાવિકાઓ** બની મહાલો, સુઘડ૦

સૌ આભૂષણો રઢિયાળાં, આત્મજ્ઞાનભર્યાં મર્માળાં,
મળે મુક્તિ તણી મણીમાળા, સુઘડ૦

**(ગુરૂગુણ રત્નમાળા).**

---

## સાદાઈ.

૧૬૪

હરિભજન વિના દુઃખ દરિયા—એ-રાગ.

સજની મોરી ગુરૂવર કેરો, બોધ અંતરમાં ઉતારો.
સહિયર લ્હાવો લાખેણો લઇ, નીજ વર્તનને સુધારો—સજની૦
સાદાઇનાં મૂળ છે ઉંડાં, ફળ નીપજે સાદાઇથી રૂડાં,
સહુ કષ્ટ ટળી જાય કુડાં, સજની૦
જ્યાં સુખ સાદાઇ તણાં સુઝે, જે ઘર સાદાઇને પૂજે,
ગરીબાઈ જતાં ત્યાં તો ધ્રુજે, સજની૦
એની સાદાઈ સંભાળો, કરકસરની ટેવ હેતે પાળો,
ત્રેવડ ત્રીજો બંધુ ધારો, સજની૦
આગ્રહ આભૂષણનો ટાળો, તજો આછકડાઇનો ચાળો,
ગુરૂ ભૂષણુથી સારો દહાડો, સજની૦
મોંઘાં ચીરની લાલચ છોડો, સ્પર્ધા એ દંભ થકી તોડો,
સરસાઇને ગુણમાં જોડો, સજની૦
પતિ સાદાઇથી રહે રાજી, કુટુંબની હાથ રહે બાજી,
સદ્‌ગુણો છે ખરી શોભાજી, સજની૦
સખી, ફળ સમજી સાદાઈ તણાં, વર્તન રાખો વ્યવહાર તણાં,
ઉત્તમ તેમાં છે લાભ ઘણા, સજની૦
સંતોષે સદા રહેવું હરખી, સાદાઈ તણાં ફળ જાણી સખી,
સવચંદે ગરખી પરખી, સજની૦

(ગુરૂગુણ રત્નમાળા.)

## સ્ત્રી કેળવણી વીષે ગરબો.

૧૬૫

સ્ત્રી નીતી શીક્ષણુ દ્યો સદારે, અમે બાળા ઉચરીએ,
ધાર્મીક વ્યવહારિક મુદ્દારે, જૈની બંધુ ઉદ્ધરીએ.
જૈન શ્વેતાંબર સંઘનેરે, અમે વંદન કરીએ,
ધર્મ રૂપી નૌકા વડેરે, ભવસીંધુ ઉતરીએ.
બ્રાહ્મી સુંદરી સીતા સતી રે લોલ, પૂર્વે ભણેલી સૌ હતી રે, લોલ,
કેળવણી નીતિ લઇ ભલી રે લોલ, કીર્તિ કરી જેણે ઉજળી રે. લોલ.
અભણુ મૂર્ખ માતાની સંતતિ, મૂર્ખ નીરૂદ્યમી રે, લોલ.
સદ્‌ગુણી માતાની દીકરી, સદ્‌ગુણી વહુ સાસુ સમી રે. લોલ.

### સાખી.

કદી નીચ કોઇ નીવડે, નહી કેળવણી દોષ,
નીચ સંગતનો દોષ એ, તજી કરીએ નીતિ પોષ.
જૈન કન્યાશાળા ભણી રે લોલ, શ્રાવીકા શાળા નીર્મળી રે લોલ.
ધાર્મિક નૈતિક જ્ઞાનની રે લોલ, સ્થાપો સુવીનય નીશાનની રે લોલ.
દેશની ઉન્નતી, જ્ઞાતિની ચડતી, સ્ત્રી શિક્ષણુ વીશેરે લોલ.
ધીર, વિર, બળ, બુદ્ધિ, નિધાન, પ્રજા પરાક્રમી થશે રે લોલ.
સ્ત્રી નીતિ શિક્ષણુ ભાવે, સાંકળચંદ સુણાવે,
શ્રી સંઘને ભકિત ભાવે, મોતીડે બાળા વધાવે.
સ્ત્રી નીતિ શિક્ષણુ દ્યો સદારે, અમે બાળા ઉચરીએ,

(ગુરૂગુણ રત્નમાળા).

---

### શિયળ.

૧૬૬

અમે ઇશ્વર માગીએ એટલુ એ—રાગ.

એની શિયળ સલુણી સંસારમાં સજો શિયળ તણો શણગાર,
સુણો સૌ સુંદરી.

જેથી કુળને કલંક લાગે ઘણું, એવો કરીએ નહી આચાર.
સુણો સૌ સુંદરી.
વળી કુંડની પાસ જાતાં થકાં, કાળો ડાઘ પડે તત્કાળ,
સુણો સૌ સુંદરી.
વ્યભિચારી નઠારીની સોબતે, અણુચિંત્યું ચડે શિર આળ.
સુણો સૌ સુંદરી.
બહેની વાત એકાન્તે ન કીજીએ, ભલે હોય ભ્રાત કે તાત.
સુણો સૌ સુંદરી,
પર નરથી નજર ન મીલાવીએ, વળી હસી ન દેખાડીએ દાંત.
સુણો સૌ સુંદરી.
ભાલ ઢાંકીને રસ્તે ચાલીએ, શીલવંતી સુલક્ષણી નાર,
સુણો સૌ સુંદરી.
બહેની ચટકમટક નહિં ચાલીએ, નવ કરીએ આંખલડી વિકાર.
સુણો સૌ સુંદરી.
સુંદર સાડી પહેરો શિયળ તણી, કંઠે નવશેરો નીતિનો હાર.
સુણો સૌ સુંદરી.
શણગાર સજો સૌ સત્યના, કરો વીનય વડીલનો શ્રીકાર,
સુણો સૌ સુંદરી,
પ્રભુ તુલ્ય ગણો નિજ નાથને, સાસુ સસરની લ્યો સંભાળ
સુણો સૌ સુંદરી.
વહાલો લાગે છે કજીઓ નારને, બહેની કરીએ નહિ કોઇ કાળ,
સુણો સૌ સુંદરી.
બહેની જગતપતિ જિનરાજની; કરો, ભકિત સ્તુતી ત્રણ કાળ.
સુણો સૌ સુંદરી.
જૈન કન્યાશાળામાં ભણીગણી, મુકી દ્યો તમે સૌ આળપંપાળ.
સુણો સૌ સુંદરી.

( ગુરૂગુણ રત્નમાળા ).

## મહીના.

### ૧૬૭

(એ મહિને નવ જાઇએ પીયુ પરદેશમાં એ—રાગ.)

કારતક મહિને પાંચમ આવે જ્ઞાનની, જ્ઞાનતણું આરાધન તેમાં થાય જો,
યાત્રા સિધ્ધાચળની કરતાં પુનમે, સિધ્ધિપદને તેથી તરત પમાય જો,
એ મહિને જિન ભકિત કરજો ભાવથી. એ આંકણી.

માગસર મહિને, આવી મૌન એકાદશી, તે તપ કરતાં ભવથી તરત તરાય જો.
કલ્યાણક જીનવરના તેમાં આવતા, જેથી ભવનાં પાપો પ્રલય કરાય જો.
એ મહિને જિન ભકિત કરીએ ભાવથી.

પોષે પૂરણ પ્રેમ ધરી જીનરાજમાં, શીત પરીષહ સહતા મુનીવર આપ જો.
ગુરૂ વૈયાવચ કરજો [1] કંબલ દાનથી, ધરજો હૃદયે ધર્મ તણી શુભ છાપ જો,
એ મહીને જિન ભકતી કરીએ ભાવથી.

ફાગણમાં ફુલ શોભા કરજો ચૈત્યમાં, પર્વ હોલીકા તણો સમજજો સાર જો.
ડરજો ત્યાં મિથ્યાત્વથકી ભય ધારીને, કરજો બ્હેનો કર્મ તણા પરિહાર[2] જો,
એ મહિને જિન ભકિત કરીએ ભાવથી.

ચૈતરમાં આંબેલ કરી મન રાચજો, ઓળીમાં આચરજો સુકૃત સાર જો,
ભવસાગર તરવાના સાધન સંચજો, ધરજો સર્વ રસકથામાં પ્યાર જો.
એ મહિને જિન ભકિત કરીએ ભાવથી.

વૈશાખે [3]અક્ષયતૃતીયા આરાધજો, અક્ષયદાન કરી પરહરજો પાપ જો.
આદિશ્વર આરાધન કરજો રંગથી, ભંગ ન કરજો જિન ભકિતનો આપ જો.
એ મહિને જિન ભકિત કરીએ ભાવથી.

જેઠ કલ્યાણક આવે શુભ રંગનું, વણારસીમાં જન્મ્યા પારસનાથ જો.
તીર્થ બન્યું અતિ ઉત્તમ એ જિનરાજનું, ગજપુર પ્રગટયા જિનવર શાન્તિનાથ જો.
એ મહિને જિન ભકિત કરીએ ભાવથી.

---

૧ કામળાના દાનથી. ૨ નાશ. ૩ અખાત્રીજ વૈશાખ શુદ ત્રીજ.

માસ અષાડે ધર્મ વધે નવરંગથી, ચાતુર્માસ્યતણું આવે શુભ પર્વ જો.
ધર્મ તણાં પરિણામ ચડે સોપાનથી, શ્રવણ કરે મુનિધર્મ વચનને સર્વ જો.
એ મહિને જિન ભક્તિ કરીયે ભાવથી.

આરાધો શ્રાવણને નિર્મળ પ્રેમથી, જ્યાં પર્યુષણ પર્વતણો મહિમાય જો,
ધર્મ આરાધન કરવાનો એ માસ છે, ધર્મ તણી સહ્બુદ્ધિ તેનાં થાય જો.
એ મહિને જિન ભક્તિ કરીયે ભાવથી.

ભાવ ધરો ભાદરવે ભવિકા સ્નેહથી, જ્યાં પર્યુષણ પર્વતણો મહિમાય જો,
મિથ્યા દુષ્કૃત આપી સર્વ ખમાય જો, પ્રતિક્રમણ જ્યાં સંવત્સરનું થાય જો.
એ મહિને જીન ભક્તિ કરીયે ભાવથી.

આસોમાં ઉત્તમતા રાખી અંગમાં, પર્વ દિવાળી સમજી કરજો શ્રેય જો,
એ મહિને જિન ભક્તિ કરીયે ભાવથી.

( શ્રાવિકાભૂષણ ભાગ ૧ )

---

## શ્રીબોધના સાત વાર વિષે ગરબી.

૧૬૮

( રઘુપતિ રામ રૂદેમાં રહેજો-એ-રાગ. )

રવિવારે રસે જ્ઞાન ધરજો રે, નિત્ય નિર્મળ બોધમાં ઠરજો રે.
ઉપકારથી પરદુઃખ હરજો, સ્નેહે કરી શ્રાવિકા બોધ ધારો રે,
સોમવારે શ્રી સમકિત ધરજો રે, દેવ ધર્મ ગુરૂ શુદ્ધ કરજો રે.
અતિ મલિન મિથ્યાત્વ વિહરજો, સ્નેહે કરી શ્રાવિકા બોધ ધારો રે.
મન મંગળ મંગળે રાખો રે, નિત્ય સત્ય વચન શુદ્ધ ભાખો રે,
સારા સદ્ગુણના ફળ ચાખો, સ્નેહે કરી શ્રાવિકા બોધ ધારો રે.
બુધવારે સુબુદ્ધિથી ચાલો રે, દોષ દુર્ગુણ દૂરથી ટાળો રે,
પ્રેમ ધારી પતિવ્રત પાળો, સ્નેહે કરી શ્રાવિકા બોધ ધારો રે.
ગુરૂવારે ગૌરવને વધારો રે, ચિત્ત ગર્વ ગુમાન ન ધારો રે,
ખોટા વહેમ વિશેષ વિદારો, સ્નેહે કરી શ્રાવિકા બોધ ધારો રે.

**શુક્રવારે** સુકૃત નિત્ય કરવારે, વ્રત નિયમ નિરંતર ધરવા રે,
ભવસાગરના દુઃખો તરવા, સ્નેહે કરી શ્રાવિકા બોધ ધારો રે.
**શનિવારે** સુઘડતા ધરજોરે, સતી ચરિત્ર શ્રવણ નિત્ય કરજો રે,
ધરી પ્રીતિ તેને અનુસરજો, સ્નેહે કરી શ્રાવિકા બોધ ધારો રે.
સાતે વાર, આ શ્રાવક નારી રે, ગાય સાંભળે સ્નેહથી ધારી રે,
જન્મ નારી તણો લે સુધારી, સ્નેહે કરી શ્રાવિકા બોધ ધારો રે.

( શ્રાવિકાભૂષણ ભાગ ૨ જો )

---

## નારી જીવનનો મહિમા.

૧૬૯

( કળિયુગના આવ્યો કાપતો હો બેચરી—એ—રાગ. )

શોભા તમારી શ્રાવિકા હો સુંદરી, શીળ તણો શણગાર,
લેખે કરો, શીળ સાચવી હો સુંદરી, શ્રાવક કુળ અવતાર.
દેવ ગુરૂ ને ધર્મમાં હો સુંદરી, ધારો હૃદયે પ્રેમ,
એ ઉપકારે વર્તજો હો સુંદરી, નિર્મળ રાખી નેમ.
જ્ઞાન વધારો વેગથી હો સુંદરી, ધરજો તે પર પ્રિત,
સત્કર્મ સેવો સ્નેહથી હો સુંદરી, રાખો કુળની રીત.
નીતિ વિનયથી વર્તજો હો સુંદરી, હરજો દુર્ગુણ આપ,
સત્ય વચન મુખ બોલજો હો સુંદરી, ધરજો સદ્ગુણ છાપ.
વાણી નઠારી મુખથી હો સુંદરી, નવ કદિ કાઢો બહાર,
સત્ય મધુર મુખ બોલજો હો સુંદરી, ધરજો બહુ જન પ્યાર.
સ્વામી સેવામાં સ્નેહથી હો સુંદરી, ધરજો મન વચન કાય,
સ્વામિ તણી સેવા થકી હો સુંદરી, સુખ સંપત બહુ થાય.
સ્નેહે સદાચાર સેવજો હો સુંદરી, રાખી સુઘડતા સાર.



# જૈન લગ્ન વિધિ.



## અથ વિવાહ વિધિ.



### વિવાહ સંબંધ.

વર કન્યાનો વિવાહ સંબંધ નક્કી કર્યા બાબતનો લેખ લગ્નના મુહુર્ત અગાઉ કરવો અને તે લેખ આપતી વખતે ગોરે નીચે લખેલો મંત્ર ભણુવો.

### વિવાહલેખ આપવાનો મંત્ર.

ॐ अर्हं । परमसौभाग्याय । परमसुखाय । परमभोगाय । परमधर्माय । परमयशसे । परमसंतानाय भोगोपभोगांतरायव्यवच्छेदाय । ...नाम्नीं कन्यां ।...गोत्रां ।...नाम्नेवराय ।....गोत्राय । ददाति । प्रतिगृहाण । अर्हं ॐ ।

### *માતૃકાસ્થાપન.

લગ્ન પહેલાં બે, ચાર, પાંચ, સાત, કે નવ દિવસ અગાઉ અગર લગ્નના શુભ મુહુર્તે વર કન્યા બંનેને ત્યાં માતૃકાસ્થાપન કરવું. જ્ઞાતિકુળનો રિવાજ એમાં અનુંસરવાનો છે.

---

*માતૃકા એટલે માતા. આપણી જ્ઞાત અને આપણા ગોત્રોની સ્થાપના પૂર્વાચાર્યોએ કરેલી છે. તે પૂર્વાચાર્યો આચારદિનકરના કર્તાની પણ પૂર્વે થઇ ગયેલા છે. આપણી ગોત્રદેવીઓ પણ તેમણે નિર્માણ કરી આપેલી હોવી જોઇએ. તે ગોત્રદેવીજ આપણી માતા છે, અને વિવાહાદિ પ્રસંગે આપણે તેમની સ્થાપના તથા પૂજા કરીએ છીએ. આચારદિનકરમાં કન્યાને ત્યાં આઠ માતૃકાનું અને વરને ત્યાં સાત કુલકરનું સ્થાપન, પૂજન કરવાનું લખેલું છે, અને તેમના

માતૃકા સ્થાપનના દિવસથી માંડીને લગ્નના દિવસ સુધી દરરોજ સુગંધી તેલ અને પીઠી ચોળી સ્નાન કરાવવું અને દેવ પૂજા કરાવવી. પૂજા તથા આંગી શકિત પ્રમાણે આ શુભ પ્રસંગે થવીજ જોઇએ. લગ્ન નિમિત્તે અઠ્ઠાઇ મહોત્સવ અથવા નિદાન એક પૂજા ભણાવવાનું કરવુંજ જોઇએ અને યથાશકિત સાધર્મીભકિત તથા યાચકને દાન આપવુંજ જોઇએ. સગાસંબંધીને તો સૌ જમાડે છે.

## મંડપ (માંડવા) મુહુર્ત.

ચૉરી બાંધવા લાયક ચાર છ, આઠ, કે દશ હાથ સમચોરસ જગા સવડ પ્રમાણે ઘરની બહાર પસંદ કરવી અને શુદ્ધ કરાવવી. કન્યાના પિતાએ સજોડે પૂર્વ સન્મુખ પાટલા ઉપર બેસવું. તેમની સાથે બીજા ચાર પરણેલા પુરૂષોએ બેસવું. તે દિવસે વૃષભ, મિથુન ને કરક સંક્રાંતિ હોય તો અગ્નિ ખૂણામાં, સિંહ, કન્યા અને તુલા સંક્રાંતિ હોય તો ઇશાન ખૂણામાં, વૃશ્ચિક, ધન અને મકર સંક્રાંતિ હોય તો, વાયુ ખૂણામાં અને કુંભ, મીન તથા મેષ સંક્રાંતિ હોય તો નૈઋત્ય ખૂણામાં ખાડો ખોદવો અને બાકીના ખુણામાં પછી ખાડા કરવા. પછી ગોરે નીચે લખેલો મંત્ર ભણવો.

## વેદિપ્રતિષ્ઠા મંત્ર.

ॐ नमः क्षेत्रदेवतायै शिवायै, आगच्छ । क्षाँ क्षीँ क्षूँ क्षौँ क्षः । इह विवाहमंडपे आगच्छ । इह बलिपरिभोग्यं गृहाण, भोगं देहि ।

---

આવ્હાન વિગેરેનાં મંત્રો પણ આપેલાં છે. આઠ માતૃકાને પ્રાધાન્યતા આપી ગોત્રજની ઉપેક્ષા કરવી અમને બરાબર લાગતી નથી. તેથી અમે તે વિધિ અત્રે બતાવ્યો નથી. અભિધાનચિંતામણીમાં સાત માતા કહેલી છે ને તે પ્રમાણે કેટલેક ઠેકાણે સ્થાપના થતી જોવામાં આવે છે. સોળ માતૃકા (વિદ્યાદેવીઓ) પણ કહેવાય છે. અને અમારા કુળમાં ગોત્રજના પાટલા સિવાય ભીંતે ચીતરવામાં આવતા માતૃગૃહ (માળારા) માં સોળ દેવીઓના ચાંદલા કરવાનો રિવાજ છે. આવી સ્થિતિમાં જ્ઞાતિકુળના રિવાજ પ્રમાણે ગોત્રજની તથા માતૃગૃહની સ્થાપના વિગેરે ચાલવા દેવી હાલ તુરતને માટે અમને યોગ્ય લાગે છે.

सुखं देहि । यशो देहि । संततिं देहि । ऋद्धिं देहि । वृद्धिं देहि । सर्वसमीहितं देहि देहि स्वाहा ।

ગોર મંત્ર ભણી રહે એટલે ચાર ખૂણામાં અનુક્રમે શમી (સમડી-ખીજડી) આંબો, આશોપાલવ અને દરોની ડાંખળીઓ પાંદડાં સહિત લાલ નાડું બાંધી રોપવી અને પાણી વિગેરેથી સિંચવી. પછી પહેલી થાંભળી (ડાંખળી) ને મીંઢળ બાંધી સુગંધી પીડી લગાડવી અને પાન સોપારી પૈસા પ્રમુખ રિવાજ પ્રમાણે મૂકવા.

ત્યાર પછી નીચે લખેલો મંત્ર ગોરે ભણી કન્યાના બાપ વિગેરેના હાથે બારસાખે તોરણ બંધાવવું.

## તોરણ-પ્રતિષ્ઠા મંત્ર.

ॐ ह्रीँ श्री नमो द्वारश्रिये । सर्वपूजिते । सर्वमानिते । सर्वप्रधाने इह तोरणस्था सर्वसमीहितं देहि देहि स्वाहा ।

ઉપરના વિધિથી તોરણ બાંધ્યા પછી ચંદરવો (ચંદની) બાંધવો.

(જેવી રીતે સાજનને બેસવાની જગો શણગારવામાં આવે છે. તેવીજ રીતે જ્યાં લગ્ન થવાનું હોય તે જગ્યા પણ સ્વચ્છ કરાવી શણગારવી જોઇએ, એ બાબતમાં દુર્લક્ષ રાખવુ એ અઘટિત કહેવાય, કેમકે તે જગા (ક્ષેત્ર)ના દેવતાને તથા દ્વારશ્રીને આવ્હાન કરવાનું ઉપર જણાવેલું છે.)

## ગ્રહ શાંતિ.

(લગ્ન થતાં સુધી દરરોજ શાંતિપુષ્ટિ માટે સાતસ્મરણ તથા ગ્રહશાંતિસ્તોત્ર ભણાવવું જોઇએ. દરરોજ ન બને તો લગ્નના દિવસે તો જરૂર ભણાવવું.)

વરઘોડા દરમ્યાન રસ્તામાં ચૈત્યપરિપાટી, ગુરૂવંદન કરવું ને આદીશ્વર ભગવાનનું દેહેરૂં હોય ત્યાં જરૂર દર્શન કરાવવાં. ગોરે વરની આગળ નીચે લખેલો મંત્ર ભણતા ચાલવું,

## वरखोडानो शांतिमन्त्र.

ॐ अर्हं । आदिमोऽर्हन् । आदिमो नृपः । आदिमो दाता आदिमो नियंता । आदिमो गुरुः । आदिमः श्रेष्ठः । आदिमः कर्त्ता । आदिमो भर्त्ता । आदिमो जयी । आदिमो नयी । आदिमः शिल्पी । आदिमो विद्वान् । आदिमो जल्पाकः । आदिमः शास्ता । आदिमो रौद्रः । आदिमः सौम्यः । आदिम काम्यः । आदिमः शरण्यः । आदिमो वंद्यः । आदिमः स्तुत्यः । आदिमो ज्ञेयः । आदिभो ध्येयः । आदिमो भोक्ता । आदिमः सोढा । आदिम एकः । आदिमोऽनेकः । आदिम स्थूलः । आदिमः कर्मवान् । आदिमो ऽकर्मा । आदिमो धर्मवित् । आदिमोऽनुष्ठेयः । आदिमोऽनुष्ठाता । आदिमः सहजः । आदिमो दशावान् । आदिमः सकलत्रः । आदिमो निष्कलत्रः । आदिमो विवोढा । आदिमः ख्यापकः । आदिमो ज्ञापकः । आदिमो विदुरः । आदिमः कुशलः । आदिमो वैज्ञानिकः । आदिम सेव्यः । आदिमो गम्यः । आदिमो विमृश्यः । आदिमो विमर्ष्टा । सुरासुरनरोरगप्रणतः । प्राप्तविमलकेवलो योगीयते सकल--प्राणि--गणहितः । दयालुः । अपरापेक्षः । परात्मा । परं ज्योतिः । परं ब्रह्म । परमैश्वर्यभाक् । परंपरः । परापरो ऽपरंपरः । जगदुत्तमः । सर्वगः । सर्ववित् । सर्वजित् । सर्वीयः । सर्वप्रशस्यः । सर्ववंद्यः । सर्वपूज्यः । सर्वात्मा । असंसारः । अव्ययः । अवार्यवीर्यः । श्रीसंश्रयः । श्रेयः संश्रयः । विश्वावश्यायहृत् । संशयहृत् । विश्वसारः । निरंजनः । निर्ममः । निष्कलंकः । निष्पापः । निष्पुण्यः । निर्मनाः । निर्वचाः । निर्देहः । निःसंशयः । निराधारः । निरवधिप्रमाणप्रमेयप्रमाता । जीवाजीवाश्रवबंधसंवरानिर्जरामोक्षप्रकाशकः ।

**स एव भगवान् । शांतिं करोतु । तुष्टिं करोतु । पुष्टिं करोतु । ऋद्धिं करोतु । वृद्धिं करोतु । सुखं करोतु । सौख्यं करोतु । श्रियं करोतु । लक्ष्मीं करोतु । अर्हँ ॐ ।**

વરઘોડો કન્યાને ત્યાં આવી પહોંચે તે અગાઉ કન્યાને તેલ પીઠીના મર્દનપુર્વક સ્નાન કરાવવું. રૂમાલથી અંગ બરાબર લુછી વસ્ત્રાભૂષણ (ચૂડો પાનેતર વિગેરે) પહેરાવવાં. કપાળે કુંકુમનું તિલક કરી અક્ષત ચ્હોડવા. આંખમાં કાજળ આંજવું. ગાલે કસ્તુરીનાં ટપકાં કરવાં. પગે અલતા (પોથી) નો રંગ લગાડવો. ગળામાં ફુલની માળા, હાથે ગજરા અને માથે ફુલનો અંબોડો પહેરાવવો. પછી ગોત્રજનાં દર્શન તથા પૂજન કરાવી માતૃગૃહ* (માહ્યરા) માં બજોઠ ઉપર બેસાડવી.

વર, દ્વાર આગળ આવે એટલે તેને બાજોઠ ઉપર ઉભો રાખવો. (તેના આગળ છેડા ગાંઠણુના વસ્ત્રનું અંતર્પટ કરવામાં આવે છે અને કન્યાને વરનો મામો કેડે બેસાડી દ્વાર આગળ લાવી તેની પાસે અંતર્પટ ઉપર તંબોળ છંટાવે છે. મ્હોડાંનું ઉચ્છિષ્ટ તંબોળ છાંટવું એ નિંદ્ય અને અમર્યાદ છે. શાસ્ત્રમાં તો કન્યાને ત્યાં લાવવાનો વિધિજ નથી. તેમ છતાં તંબોળનો વાટી કહાડેલો રસ હાથ વડે છંટાવે તો ભલે.) પછી કન્યાની માએ × અર્ઘ્ય આપવું.

---

* માતૃગૃહ (માહ્યરૂં) ઓરડામાં પૂર્વ દિશા ભણીની ભીંતે ચીતરવાનો વહીવટ હોય છે. ત્યાં હસ્તમેળાપ કરવાની સવડ હોતી નથી, તેથી ઘણે ઠેકાણે માંડવામાંજ ચંદની નીચે ગોત્રજમાતાના નિમિત્તરત્નદીપક (ચોખૂણીઓ ઘઉંની કણકનો લાલ નાડાની ચાર દીવેટનો દીવો) ને માણેકલાડું (શ્રીફળપર સેવો ચ્હોડી કરેલો) રાખી તેની સમક્ષ માહ્યરામાં કરવાની સર્વ ક્રિયા કરાય છે.

× વરના પગ ધોવા ને કુંકુમ ચંદન ધોળવું. કપાળે તિલક કરવું અને અક્ષત ચ્હોડવા. ફુલની માળા પહેરાવવી. મસ્તકે દરો તથા ફુલ ચોખાની વૃષ્ટિ કરવી. હોઠે દહીં ને માખણ અડકાડી પાણીથી ઓઠ ધોઇ નાખવા. કપૂર દીવાની આરતી ઉતારવી. હાલના વખતમાં માહ્યરામાં હસ્તમેળાપ પછી કન્યાના માબાપ પાસે વરકન્યા બંનેને અર્ઘ્ય અપાવે છે.

રવૈયા વગેરેને લાલ નાડું બાંધી મસ્તકે અડકાડી પોંખણું કરવું. (પીંડી પિંડી ચારે દિશામાં ફેંકે છે અને વરની પોશ ખોળામાં લઈ લે છે.)

વરને પેસવાની ડાબી (જમણી?) બાજુએ એક સાબલા (કોડીયા)માં અંગારા ને લુણ ( કપાસીયા કે ડાંગર ? ) પધરાવી તેના ઉપર બીજું સાબલું ઢાંકી લાલ નાડુ બાંધી તે સરાવસંપુટ મુકવું અને વરે તે પોતાના પગ વડે ભાંગી પ્રવેશ કરવો.

કન્યાની માએ વરના ગળામાં લાલ વસ્ત્ર વરમાળ નાખી ( અંતર્પટનો-છેડો હાથમાં આપી ) વરને માહ્યરામાં લઈ આવવો અને પૂર્વ સ્હામા કન્યાની ડાબી બાજુએ (સન્મુખ ) માંચી ઊપર બેસાડવો. [ માહ્યરામાં ધુપ જારી રાખવો અને હસ્તમેળાપના મુહુર્તની વાર હોય તો ગોરે નીચે લખેલું મંગળાષ્ટક ભણવું.]

### મંગલાષ્ટક

मंगलं भगवान् वीरो मंगलं गौतमः प्रभुः ।
मंगलं थूलिभद्राद्या जैन धर्मोऽस्तु मंगलम् ॥ १ ॥
नाभेयाद्या जिनाः सर्वे भरताद्यश्च चक्रिणः ॥
कुर्वंतु मंगलं सर्वे विष्णवः प्रतिविष्णवः ॥ २ ॥
नाभिसिद्धार्थभूपाद्या जिनानां पितरः समे ॥
पालिताऽखंडसाम्राज्या जनयंतु जयं मम ॥ ३ ॥
मरुदेवी–त्रिशलाद्या विख्याता जिनमातरः ॥
त्रिजगज्जनितानंदा मंगलाय भवंतु मे ॥ ४ ॥
श्रीपुंडरीकेंद्रभूती–प्रमुखा गणधारिणः ॥
श्रुतकेवलिनोपीह मंगलानि दिशंतु मे ॥ ५ ॥
ब्राह्मीचंदनबालाद्या महासत्यो महत्तराः ॥
अखंडशीललीलाद्या यच्छंतु मम मंगलम् ॥ ६ ॥

चक्रेश्वरी–सिद्धायिका–मुख्याः शासनदेवताः ॥
सम्यग्दृशां विघ्नहरा रचयंतु जयश्रियम् ॥ ७ ॥
कपर्दि मातंग–मुख्या यक्षा विख्यातविक्रमाः ॥
जैनविघ्नहरा नित्यं दिशंतु मंगलानि मे ॥ ८ ॥

હસ્તમેળાપનું મુહુર્ત થવા આવે ત્યારે ગોરે (કન્યાના બાપે?) વર કન્યાના હાથે મીંઢળ બાંધેલું ન હોય તો બાંધી ચંદન અને શમીનો લેપ કરી વર કન્યાના ગળામાં વરમાળ નાખી છેડા બાંધી વરના હાથ ઉપર કન્યાનો હાથ મુકવો અને તે હસ્તસંપુટમાં કન્યાના બાપે રૂપાનાણું મુકવું. તે વખતે ગોરે નીચે લખેલો મંત્ર ભણુવાનો છે

## હસ્તમેળાપનો મંત્ર.

ॐ अर्हं । आत्माऽसि । जीवोऽसि । समकालोऽसि । समचित्तोऽसि । समकर्माऽसि । समाश्रयोऽसि । समदेहोऽसि । समक्रियोऽसि । समस्नेहोऽसि । समचेष्टितोऽसि । समाभिलाषोऽसि । समेच्छोऽसि । समप्रमोदोऽसि । समविषादोऽसि । समावस्थोऽसि । समनिमित्तोऽसि । समवचोसि । समक्षुत्तृष्णोऽसि । समगमोऽसि । समागमोऽसि । समविहारोऽसि । समविषयोऽसि । समशब्दोऽसि । समरुपोऽसि । समरसोऽसि । समगंधोऽसि । समस्पर्शोऽसि । समेंद्रियोऽसि । समाश्रवोऽसि । समसंवरोऽसि । समबंधोऽसि । समनिर्जरोऽसि । सममोक्षोऽसि । तदेह्येकत्वमिदानीं । अर्हं ॐ

(સંપુટ કરેલા વર કન્યાના હાથ ઉપર વરના માબાપ પાસે દુધ પાણીની ધારા કરાવે છે અને અહીં હસ્તમેલાપ છુટો કરવાનો શાસ્ત્રમાં વિધિ છે તે સારૂ કન્યાના પિતાના કહેવાથી ગોરે નીચેનો મંત્ર ભણુવો.

## કરમોચન મંત્ર.

ॐ अर्हं । जीवस्त्वम् । कर्मणा बद्धः । ज्ञानावरणेन बद्धः । दर्शनावरणेन बद्धः । वेदनीयेन बद्धः । मोहनीयेन बद्धः । आयुषा बद्धः । नाम्ना बद्धः । गोत्रेण बद्धः । अंतरायेण बद्धः । प्रकृत्या बद्धः । स्थित्या बद्धः । रसेन बद्धः । प्रदेशेन बद्धः । तदस्तु ते मोक्षो गुणस्थानारोहक्रमेण अर्हं ॐ । मुक्तकरयोरस्तु वां स्नेहसंबन्धोऽखण्डितः ।

એમ કહી હસ્તમેળાપ છૂટો કરવો. એ વખતે જમાઇને શક્તિ પ્રમાણે દાન આપવાનું લખેલું છે.

વરકન્યાના માબાપ તથા વરકન્યાના પાસે સ્વસ્તિવાચન એટલે પાણીના લોટા ઉપર શ્રીફળ મૂકી તેની પૂજા કરાવે છે.)

વાંસની ચૉરી બંધાવવી, તેમાં માટીનાં ચીતરેલાં અગર ધાતુનાં ગાગરબેડીયાં ગોઠવવાં. મંડપમુહૂર્તના અધિકારમાં લખેલો વેદિપ્રતિપ્રતિષ્ઠાનો મંત્ર ભણી ચારે ખૂણે અક્ષત ફેંકવા, તોરણ પ્રતિષ્ઠાનો મંત્ર ભણી દક્ષિણ બાજુએ તોરણ બાંધવું, વર કન્યાને તે દ્વારથી ચૉરીમાં પ્રવેશ કરાવી ડાબા જમણી બેસાડવાં. ચૉરીની વચમાં અગ્નિકુંડ (ઓટલી) કરવો. ગોરે નીચે લખેલો મંત્ર ભણી અગ્નિ ખૂણામાં અગ્નિ સ્થાપન કરવો.

## અગ્નિ–સ્થાપન મંત્ર.

ॐ ह्राँ ह्रीँ ह्रूँ ह्रः । नमोअग्नये । नमो बृहद्भानवे । नमोऽनंततेजसे । नमोऽनंतवीर्याय । नमोअनंतगुणाय । नमो हिरण्यतेजसे । नमो छागवाहनाय । नमो हव्याशनाय । अत्र कुंडे आगच्छ आगच्छ । अवतर अवतर । तिष्ठ तिष्ठ स्वाहा ।

ગોરે ઉત્તર સન્મુખ બેસી નીચે લખેલો મંત્ર ભણી ઘી, ગોળ, જવ, તલ, સોપારી પ્રમુખ ફળનો હોમ કરવો.

## હોમ મંત્ર

ॐ अर्हं ॐ। अग्ने प्रसन्नः सावधानो भव। तवायमवसरः। तदाहारय। इन्द्रं, यमं, नैर्ऋतं, वरुणं, वायुं, कुबेरं, ईशानं, नागं, ब्रह्माणं, लोकपालान्। ग्रहांश्च सूर्य-शशि-कुज-सौम्य-बृहस्पति-कवि-शनि-राहु--केतून्। सुरांश्च। असुर-नाग-सुपर्ण-विद्युदग्नि-द्वीपोदधि-दिग-वायु-स्तनितकुमारान् भुवनपतीन्। पिशाच—भूत-यक्ष-राक्षस-किन्नर—किंपुरुष-महोरग-गंधर्वान् व्यंतरान्। चंद्रार्क-ग्रह-नक्षत्र-तारकान् ज्योतिष्कान्! सौधर्मेशान-सनत्कुमार-माहेन्द्र-ब्रह्म-लान्तक-शुक्र-सहस्रारानत-प्राणतारणा च्युत-ग्रैवयकानुत्तर-भवान् वैमानिकान्। इन्द्र--सामानिक-पार्षद्य-त्राय-स्त्रिंशल्लोकपालाऽनीक-प्रकीर्णक-लोकान्तिकाऽऽभियोगिक-भेदभिन्नान् चतुर्णिकायानपि। सभार्यान्। सायुधबलवाहनान्। स्वस्वोपलक्षितचिह्नान्। अप्सरसश्च परिगृहीताऽपरिगृहीतभेदभिन्नाः। ससखीकाः सदासीकाः साभरणा रुचकवासिनी दिक्कुमारिकाश्च। सर्वाः समुद्र-नदी-गिर्याकर-वनदेवताः। तदेतान् सर्वान् इदमर्घं पाद्यमाचमनीयं बलिं चरुं हुतं न्यस्तं ग्राह्य ग्राह्य स्वयं गृहाण गृहाण स्वाहा। अर्हं ॐ।

ગોરે કન્યાના સ્હામે બેસી નીચે લખેલા મંત્ર ભણી *દાભના અગ્રભાગવડે તીર્થજળથી વર કન્યાને અભિષેક કરવો.

## પહેલા અભિષેકનો મંત્ર

ॐ अर्हं। इदमासनमध्यासीनौ स्वध्यासीनौ स्थितौ सुस्थितौ, तदस्तु वां सनातनः संगमः। अर्हं ॐ।

---

* દાભ ન હોય તો નાગરવેલનું પાન વપરાય છે.

ઞારે હાથમાં દરો ચોખા લેવા ને નીચે પ્રમાણે વર કન્યાના બંને પક્ષ (પિતૃપક્ષ તથા માતૃપક્ષ) નાં ગોત્રાદિનો ઉચ્ચાર કરી આશીર્વાદ આપી વર કન્યાને દરો ચોખાથી વધાવવાં.

ॐ नमोऽर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः ।

ॐ अर्ह ।...*गोत्रीयः[1]...प्रवरः[2]....ज्ञातीयः[3]...अन्वयः[4] ....प्रपौत्रः[5]...पौत्रः[6]...पुत्रः ।

गोत्रीयः...प्रवरः...ज्ञातीयः...अन्वयः...प्रदौहित्रः[7]...दौहित्रः[8] ....मात्रीयः[9]...नामको वरः ॥

...गौत्रीया[10]....प्रवरा[11]...ज्ञातीया[12]...अन्वया[13]...प्रपौत्री[14] ....पौत्री[15]....पुत्री ।

...गौत्रीया...प्रवरा...ज्ञातीया...अन्वया...प्रदौहित्री[16]...दौहित्री[17] ....मात्रीया[18]....नामका वर्या[19] ॥

तदेतयोर्वर्यावरयोर्निविडो विवाहसंबंधोऽस्तु । शांतिरस्तु । तुष्टिरस्तु । पुष्टिरस्तु । धृतिरस्तु । बुद्धिरस्तु । धनसंतानवृद्धिरस्तु । अर्हं ॐ ।

---

ખાલી જગાએ જેનો સંબંધ આવે તેનું નામ મંત્ર ભણતાં બોલવું.
* આપણામાં ઘણાને ગોત્રની ખબર નથી અને પ્રવર જાણતા નથી.

૧ ગોત્રનો. ૨ પ્રવરનો. ૩ ન્યાતનો. ૪ વંશનો, કુટુંબનો. ૫ દીકરાના દીકરાનો દીકરો. ૬ દીકરાનો દીકરો. ૭ દીકરાની દીકરીના દીકરો. ૮ દીકરીનો દીકરો. ૯ માનો. ૧૦ ગોત્રની. ૧૧ પ્રવરની. ૧૨ ન્યાતની. ૧૩ વંશની, કુટુંબની. ૧૪ દીકરાના દીકરાની દીકરી. ૧૫ દીકરાની દીકરી. ૧૬ દીકરાની દીકરીની દીકરી. ૧૭ દીકરીની દીકરી. ૧૮ માની. ૧૯ કન્યા.

પછી વર કન્યા પાસે ગંધ, પુષ્પ, ધુપ, ને નૈવેદ્યથી અગ્નિની પુજા કરાવવી અને તેમાં ડાંગેરની ધાણી (ડાંગેર પાન ને સોપારી ?) નંખાવવી.

(આહુતિનો સામાન કન્યાનો ભાઇ વાંસી સુપડામાં લેઇ ઉભો રહે છે અને દરેક ફેરે વર કન્યાને આપે છે ને ગોર તેમની પાસેથી લેઇ અગ્નિમાં ફેંકે છે.)

ત્યાર પછી ગોરે નીચે લખેલો મંત્ર ભણી કન્યાને આગળ કરી વરના હાથ ઉપર કન્યાનો હાથ રખાવી વર કન્યા પાસે અગ્નિની પહેલી પ્રદક્ષિણા કરાવવી.

## પહેલા ફેરાનો મંત્ર

ॐ अर्हँ । अनादिर्विश्वं । अनादिरात्मा । अनादिकालः । अनादिकर्म । अनादिसंबन्धः । देहिनां देहानुगतानां क्रोधाहंकारछद्मलोभैः संज्वलन-प्रत्याख्यानाऽप्रत्याख्यानाऽनंतानुबंधिभिः शब्द-रूप-रस-गंध-स्पर्शैरिच्छाऽनिच्छापरिसंकलितैः संबंधोऽनुबंधः प्रतिबंधः संयोगः सुगमः सुकृतः स्वनुष्ठितः सुप्राप्तः सुलब्धो द्रव्यभावविशेषेण । अर्हँ ॐ ।

तदस्तु वां सिद्धप्रत्यक्षं केवलप्रत्यक्षं चतुर्निकायदेवप्रत्यक्षं विवाहविधानाग्निप्रत्यक्षं नागप्रत्यक्षं नरनारीप्रत्यक्षं नृपप्रत्यक्षं जनप्रत्यक्षं गुरुप्रत्यक्षं मातृप्रत्यक्षं पितृप्रत्यक्षं मातृपक्षप्रत्यक्षं पितृपक्षप्रत्यक्षं ज्ञातिस्वजनबंधुप्रत्यक्षं संबंधः सुकृतः स्वनुष्ठितः सुप्राप्तः सुसंबद्धः सुसंगतः ।

ફરી ડાંગેરની ધાણી નખાવી નીચેનો મંત્ર ભણી બીજી પ્રદક્ષિણા દેવરાવવી.

## બીજા ફેરાનો મંત્ર.

ॐ अर्हं । कर्मास्ति । मोहनीयमस्ति । दीर्घस्थित्यस्ति । निबिडमस्ति । दुरुच्छेद्यमस्ति । अष्टाविंशतिप्रकृत्यास्ति । क्रोधोऽस्ति । मानोऽस्ति । मायास्ति लोभोस्ति । संज्वलनोस्ति । प्रत्याख्यानावरणोऽस्ति । अप्रत्याख्यानावरणोऽस्ति । अनंतानुबंध्यस्ति । चतुश्चतुर्विधोऽस्ति । हास्यमस्ति । रतिरस्ति । अरतिरस्ति । भयमस्ति । जुगुप्सास्ति । शोकोऽस्ति । पुंवेदोऽस्ति । स्त्रीवेदोऽस्ति । नपुंसकवेदोऽस्ति । मिथ्यात्वमस्ति । मिश्रमस्ति । सम्यक्त्वमस्ति । सप्ततिकोटाकोटिसागरस्थित्यस्ति । अर्हं ॐ ।

तदस्तु वां निकाचित-निबिडबद्ध मोहनीयकर्मोदयकृतः स्नेहः सुकृतोऽस्तु सुनिष्ठितोऽस्तु । सुसंबद्धोऽस्तु आभवमक्षयोऽस्तु ।

ફરી ડાંગેરની ધાણી નખાવી નીચેનો મંત્ર ભણી ત્રીજી પ્રદક્ષિણા દેવરાવવી.

## ત્રીજા ફેરાનો મંત્ર.

ॐ अर्हं । कर्मास्ति । वेदनीयमस्ति । सातमस्ति । असातमस्ति सुवेद्यं सातं । दुर्वेद्यमसातं । सुवर्गणाश्रवणं सातं । दुर्वर्गणाश्रवणमसातं । शुभपुद्गलदर्शनंसातं । दुष्पुद्गलदर्शनमसातं । शुभषड्रसास्वादनं सातं । अशुभषड्रसास्वादनमसातं । शुभगंधाघ्राणं सातं । अशुभगंधाघ्राणमसातं । शुभपुद्गलस्पर्शनं सातं । अशुभपुद्गलस्पर्शनमसातं । सर्व सुख कृत् सातं । सर्व दुःखकृदसातं अर्हं ॐ ।

तदस्तु वां सातवेदनीयं माभूदसातवेदनीयम् ।

ચોથો ફેરો ફેરવાવતા પહેલા ગોરે નીચે લખેલો મંત્ર ભણવો.

### ચોથા ફેરાનો મંત્ર.

ॐ अर्हँ । सहजोऽस्ति । स्वभावोऽस्ति । संबंधोऽस्ति । प्रतिबद्धोऽस्ति । मोहनीयमस्ति । वेदनीयमस्ति । नामास्ति । गोत्रमस्ति । आयुरस्ति । हेतु रस्ति । आश्रवबद्धमस्ति । क्रियाबद्धमस्ति । कायबद्धमस्ति । तदस्ति संसारिकसंबन्धः । अर्हँ ॐ ।

હવે કન્યાનો પિતાના જમણા હાથમાં તલ, જવ, દાભ ને દરો તથા પાણી આપી ગોરે નીચે લખ્યા પ્રમાણે ભણવું.

अद्य ।...नाम्नि संवत्सरे ।....आयने ऋतौ । ...मासो....पक्षे ...तिथौ ।...वासरे...नक्षत्रे...योगे....करणे ।....मुहूर्त्ते । पूर्वकर्मसंबंधा नुबद्धां वस्त्रगन्धमाल्यालङ्कृतां स्वर्णरूप्यमणिभूषणभूषितां कन्यां ददात्ययं । प्रतिगृह्णीथ ।

ગોર એ મંત્ર ભણી રહે એટલે કન્યાના બાપે પોતાના હાથમાંના તલ વિગેરે વર કન્યાના જોડેલા હાથમાં મૂકવાં.

વરે प्रतिगृह्णामि । पतिगृह्णिता એમ કહેવું.

ગોરે કહેવું કે,

सुप्रतिगृहीताऽस्तु । शान्तिरस्तु । तुष्टिरस्तु । पुष्टिरस्तु । ऋद्धिरस्तु । वृद्धिरस्तु । धनसंतानवृद्धिरस्तु ।

પછી કન્યાનો હાથ નીચે અને વરનો હાથ ઉપર એવી રીતે રખાવી તેમની પાસે ડાંગરની ધાણી અગ્નિમાં હોમાવવી અને વર આગળ ને કન્યા પાછળ એવી રીતે ચોથી પ્રદક્ષિણા દેવરાવવી.

પછી વર જમણી બાજુએ ને કન્યા ડાબી બાજુએ એવી રીતે બેસાડી ગોરે પોતાના હાથમાં દાભ, દુરો, ચોખા તથા *વાસક્ષેપ લેઇ નીચે પ્રમાણે મંત્ર ભણવો.

## વાસક્ષેપ મંત્ર.

येनाऽनुष्ठानेनाऽऽद्योऽर्हन् शक्रादिदेवकोटिपरिवृतो भोगाय संसारिजीव-व्यवहारमार्गसंदर्शनाय सुनंदासुमंगले पर्यणैषीत्, ज्ञातमज्ञातं वा तदनुष्ठानमनुष्ठितमस्तु.

એ મંત્ર ભણી વર કન્યાના માથા ઉપર વાસક્ષેપ કરવો. પછી કન્યાના પિતાએ જવ, તલ, દાભ ને પાણી હાથમાં આપી આ પ્રમાણે બોલવું.

सुदायं ददामि । प्रतिगृह्णाण ।

વરે કહેવું કે,

प्रतिगृह्णामि । परिगृह्णामि । प्रतिगृहीतम् । परिगृहीतम् ।

ગોરે કહેવું કે,

सुप्रतिगृहीतमस्तु । सुपरिगृहीतमस्तु ।

પછી ગોરે નીચેનો મંત્ર ભણી વર કન્યાના માથે દાભના અગ્રભાગથી તીર્થજળ છાંટવું.

---

* કેસર સુખડ ઘસીને છાયામાં સુકવી કરેલો ભૂકો.

## છેડા અભિષેકનો મંત્ર.

वधूवरौ ! वां पूर्वकर्मानुबंधेन निविडेन निकाचितबद्धेन अनुपवर्तनीयेन अपातनीयेन अनुपायेन अश्लेषेण अवश्यभोग्येन विवाहप्रतिबद्धो बभूव । तदस्तु अखण्डितोऽक्षयो निरपायो निर्व्याबाधः सुखदोऽस्तु । शांतिरस्तु । तुष्टिरस्तु । पुष्टिरस्तु । ऋद्धिरस्तु । वृद्धिरस्तु । धनसंतानवृद्धिरस्तु ।

પછી માહ્યરામાં ગોત્રજ પાસે લેઇ જઇ (ગોત્રજની પુજા કરાવી) ગોરે નીચેનો મંત્ર ભણવો.

अनुष्ठितो वां विवाहो । वत्सौ समस्नेहौ सममोगौ समायुषौ समधर्मौ समदुःखसुखौ समशत्रुमित्रौ समगुणदोषौ समवाङ्मनकायौ समाचारौ समगुणौ भवताम् ।

પછી વર કન્યાને પાછાં ચોરીમાં લાવી ગોરે નીચેનો શ્લોક ભણવો.

### આશીર્વાદ.

पूर्वंयुगादिभगवान् विधिनैव येन ।
विश्वस्य कार्यकृतये किल पर्यणैषीत् ॥
भार्याद्वयं तदमुना विधिनाऽस्तु युग्मम् ।
एतत् सुखाय परिभोगफलानुबन्धि ॥ १ ॥

એ શ્લોક ભણી છેડાગાંઠયુ છોડી નીચે બેસાડી ગોરે ફરી આશીર્વચન કહેવું.

वत्सौ लब्धविषयौ भवताम् ।

પછી ઉભય પક્ષની સૌભાગ્યવતી સ્ત્રીઓ પાસે કુંકુમનાં તિલક અને અક્ષત વધાવવા પુર્વક અખંડ સૌભાગ્યનો આશીર્વાદ દેવરાવે છે તથા મોઓણું કરવામાં આવે છે.) સર્વ ક્રિયા થયા બાદ નીચે પ્રમાણે ક્ષમા માગવી.

## ક્ષમાયાચન.

आज्ञाहीनं क्रियाहीनं । मंत्रहीनं च यत्कृतं ॥
तत्सर्वं कृपया देव । क्षमस्व परमेश्वर ॥ १ ॥

પછી ચોરને કુંકુમના છાટા તથા અક્ષતથી વધાવી વર કન્યાને (ઉએતર-આપી, ગાડી સીંચી ! ઉકરડી જમાડી ?) ન જતે ગાજતે વિદાય કરવાં. વરને ત્યાં વરની માએ વધાવી લેવાં. ત્યાર પછી માતૃકા (માળરા) નું વિસર્જન, મંડપનું વિસર્જન, અને કંકણ દોરા છોડવા વગેરે જ્ઞાતકુળના આચાર પ્રમાણે ધર્મને બાધ ન આવે તેવી રીતે કરવું.



# રાષ્ટ્રીય ગીતા.



## રેંટીઆનું ગીત.

૧

રાગ—ભજન.

ધીરો ધીરો ચાલેરે! મીઠો મીઠો ગાજેરે!
રૂડો મ્હારો રેંટીઓ હોજી!

એ રેંટીઆમાં નીકળે દેશોદયના તાર
એ તારે તારે બાળું ભારતનો ઉદ્ધાર રે! ધીરો૦

સાખી—ત્રાક રૂડી પાંખા રૂડા, ઉજ્વળ તેમાં નાથ,
ઉજ્વળ પૂણી ઓપતી, ઉજ્વળ મારા હાથ.

દુઃખો સહુ હરતો રે! અભયપણે ફરતો રે!
રૂડો મ્હારો રેંટીઓ હોજી! ધીરો૦

**ઉતારો.**

---

૨

રાગ (વૈદરભી વનમાં વલવલે)

ગુણવંતો ગાંધીનો રેંટીયો! કંઇક વર્ષે મનાયો,
જેને જગત ભૂલી ગયું તે તો પાછો અણાયો—ગુણવંતો૦
સુંદર દીસે તું તો રેંટીયા! તારી સુંદર છે ત્રાક,
તારા વડે સૌ ઢાંકતાં, પોતે પોતાની લાજ—ગુણવંતો૦

બરકત તારી અખંડ છે, તારૂં સલક્ષણ વંતુ નામ,
લાજ તુંથી રહે રંકની, તારૂં ઉજ્વળ છે કામ,—ગુણવંતો૦

ઉતારો.

---

૩

## ગાંધીજી

રાગ—મલ્હારરાવ શહેરનો સુબો ક્યારે આવશે રે

ગુણીયલ ગરવા ગાંધીજી પાછા પધારજોરે,
શિયાળુ શાંતિ વાઈ રહી રે. વીત્યા ઉનાળુ વાતરે, ગુ૦
શાંતિ સુલેહ મંડળ સુઇ રહ્યાં રે, વાતાવરણ કર્યું શાંત રે, ગુ૦
શાંત ચૌટાં શાંત શેરીઓરે, શાંત છે બેઠી બજાર રે ગુ૦
દેશ દ્રોહી શાંત દુશ્મનો રે, શાંત છાની સરકાર રે ગુ૦
શાંત બોમ્બો શાંત બ્યુગલોરે, શાંત બલુનો અલોપ રે ગુ૦
શાંત બંદુક, શાંત રાઇફલો રે, શાંત મશીન ગન, તોપ રે ગુ૦
શિયાળુ પાક પાકી રહ્યારે, શાંતિ વ્યાપી ઘેર ઘેર રે ગુ૦
ગામ પાક્યાં પાક્યાં ગાંદરાંરે, પાક્યાં છોટાં મોટાં શહેર રે ગુ૦
ખાદીની ગાદી ગજાવતાં રે, જેલ ગણી તમે મ્હેલ રે ગુ૦
તોડયા છે ડરથર દેશના રે, ધીંગી જાડી ભરી જેલ રે, ગુ૦
જાગ્યા દેશી પરદેશીઓ રે, જાગી પ્રજા બેફામરે ગુ૦
આઠેને પહોરે ઉજાગરા રે, હિંદને નિંદ હરામરે ગુ૦
મદપદ તુટે મદાંધનાંરે, તુટયે જાલીમનાં જોર રે ગુ૦
મોહ તુટેથી મોહાંધના રે, તુટયે ગુલામીના તોરરે ગુ૦

ફૂલો ઉંડાં અસહકારનાં રે, માળી વિના મ્હોર્યાં આજરે ગુ.
આપે ચાલ્યાં આવે આંગણે રે, ચાલો આ પગલે સ્વરાજરે ગુ.

ઉતારો.

નવજીવન તા. ૨ જી એપ્રીલ ૧૯૨૩.

---

૪

## પરોપકાર.

(પુનમ ચાંદની ખીલી, એ—રાગ)

જગમાં જન્મીને પરહિત કરવા ધારવું રે,
એ સમ જગમાં બીજું નહિં કો રૂડું કામ
રાખી હામ, ખરચી દામ, તેજ વિચારવું રે,
દીન દુ:ખીયાંઓની દાઝ ધરીને ચાલવું રે,
કરવી સાચા દીલથી તેવાંઓને સ્હાય—જગમાં.
સાખી—આર્ત જનોને ભાળતાં, ધાજો શાણી બેન,
જેવો આપ તેવાં થજો, દેવાને સુખ ચેન.
પરદુ:ખ ટાળ્યાનું પુણ્ય અતિ સંભારવું રે,
વિક્રમ રાજાનો ધારી ઉર વૃતાન્ત—જગમાં.
સાખી—દુ:ખ વેઠો સુખ આપવા, દુ:ખ વિણ સુખ ના હોય,
દુ:ખ કસોટીએ ન્હડે તે, પ્રભુ કંઠે સ્હોય.
પરને સુખ કરવા ધીરજવાન અતિ થવું રે,
કાં જે જગમાં તેને નિંદે સ્વાર્થી લોક—જગમાં.
સાખી—એ સ્વભાવ દયાળુને, કોમળ જાત પ્રસિદ્ધ
તેવી રીતે આદરી, કરવું જગમાં સિદ્ધ
નિર્ભયતા ગૃહી બેનો, પરદુ:ખ હરવાને જવું રે,
કર્મ કરીને રહેવું, દુ:ખ આથી દૂર—જગમાં

ઉતારો.

---

૫

## સ્વદેશી સાડી.

(રાગ સારંગ)

મારી બ્હેનો સ્વદેશી સાડી પહેરજો.

સુતરને તાંતણે રાજ, તે તો તીલક મહારાજનું રાજ—મારી૦
સુતરનું છે રૂ, તે તો સત્યદેવનું યુદ્ધ—મારી૦
સાડીમાં છે વાણા, તે તો હઝરત મોહીનીના ટાણા—મારી૦
સાડીનો છે રંગ, તે તો લજપતરાયનો સંગ—મારી૦
સાડીની છે કોર, તે તો કીચલુ સત્યપાલની જોડ—મારી
સાડીમાં છે વેલ, તે તો દાદાજીની પહેલ—મારી૦
સાડીમાંના ફુલ, તે તો ચીતરંજનના મુલ—મારી૦
સાડીમાં છે મોતી, તે તો સરોજની બેન જોતી—મારી૦
સાડીમાં છે બુટ્ટા, તે તો ચીરંજન ગોવિંદને લુંટયા—મારી૦
સાડીમાં છે ચોક, તે તો ગાંધીજીનો રોપ—મારી૦

---

૬

## ગુણવંતી ગુજરાત.

(રાગ મહાડ)

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત,
નમિયે નિમિયે માત, અમારી ગુણવંતી ગુજરાત.

**સાખી.**

મોંઘેરા તુજ મણિ મંડપમાં આ ઝુકી રહ્યાં અમ શીશ,
માતા મીઠી ? તુજ ચરણ પડીને (૨) માંગીએ શુભ આશીશ;
અમારી ગુણવંતી ગુજરાત.

મીઠી મનોહર વાડી આ ત્હારી, નંદનવન શી અમોલ,
રસ ફુલડાં વીણતાં વીણતાં ત્યાં (૨) કરીયે નીત્ય કલોલ;
અમારી ગુણવંતી ગુજરાત.
સંત મહંત અનંત [illegible]રોની, વ્હાલી અમારી માત,
જય જય કરવા ત્હારી જગતમાં(૨) અર્પણ કરીએ જાત;
અમારી ગુણવંતી ગુજરાત.
ઉંડા ઘોર અરણ્ય વિષે કે સુન્દર ઉપવન માંય,
દેશ વિદેશ અહોનિશ અંતર (૨) એકજ ત્હારી છાંય;
અમારી ગુણવંતી ગુજરાત.
રસ સરિતા રસભર અમીઝરણાં, રત્નાકર ભરપુર,
પૂણ્ય ભૂમી ફળફુલ ઝઝુમી (૨) માત ! રમે અમ ઉર;
અમારી ગુણવંતી ગુજરાત.
હિંદુ મુસલ્લમિન પારસી સર્વ, માત ! અમે તુજ બાળ,
અંગ ઉમંગ ભરી નવરંગે (૨) કરીએ સેવા સહુકાળ;
અમારી ગુણવંતી ગુજરાત.

---

૭

## ગુજરાતનું રાષ્ટ્રીય ગીત.

વ્હાલુ વતન ગુજરાત, અમ્હારૂં વ્હાલું વતન ગુજરાત,
સ્વર્ગ ભૂમી સાક્ષાત, અમ્હારૂં વ્હાલું વતન ગુજરાત.
પાલીતાણાને પાવાગઢ સમ, પ્હાડો જ્યાં રળીયાત,
પુણ્ય પ્રભાવે નદી નર્મદા, તાપી વહે દીન રાત—અમ્હારૂં.
કરણરાજને સિધ્ધરાજ એ, ગુજરાતના નાથ.
નિજ પરાક્રમજ્યોતિ થકી કીધું, ઉજવાળું ગુજરાત—અમ્હારૂં.
નરસિંહ મીરાં કૃષ્ણ સુદામા, અશોક પ્રભુ અવતાર,
પુણ્ય પગલે પાવન કીધી, દિવ્ય ભૂમી ગુજરાત—અમ્હારૂં.

આક્ષર ભૂમી રાજનગર ત્યમ, સુરત અને નડીઆદ,
નર્મદ, બાલ, કલાપી, ગોવર્ધન, દલપત પ્રખ્યાત—અહમારૂં
ભારતીય સામ્રાજ્ય તણો એ, બાહુ અડગ વિખ્યાત,
અન્ય પ્રાંત બંધુઓ સાથે, વિહરશે ગુજરાત—અમ્હારૂં.

ઉતારો.

---

૮

## ભારત મૈયાનો ગરબો.

સસાઠા શહેરની સુએ કયારે આવશેરે—એ રાગ.

રણાંગણે હિંદી મોકલ્યારે, મોકલી લક્ષ્મી વિદેશરે,—ભારત મૈયા.
રામ ઘનશ્યામ વારે મોકલોરે,
શૂરા હિંદી યુધ્ધમાં લડયારે, અપ્સરા વરીયા સ્વર્ગરે—ભારત મૈયા.
બોલ્યા બ્રિટીશ પ્રધાનજીરે, તમને દેશું સ્વરાજરે,—ભા. રામ.
આપ્યું વચન મુસલમીનરે, સાચવશું ' ખીલાફત રે—ભા. રામ.
કદર કરી જીત્યા પછીરે, કાળા કાયદાનું ઈનામ રે—ભા. રામ.
કીધો સત્યાગ્રહ ગાંધીએરે, સરકારે દાખવ્યું જોરરે—ભા. રામ.
પલવલ પકડયા ગાંધીનેરે, હુલ્લડ જાગ્યાં ખુબરે—ભા. રામ.
પંજાબમાં ઓડવાયરે રે, વરતાવ્યો કાળો કેરરે—ભા. રામ.
અમૃતસરમાં ડાયરે રે, લશ્કર રાખ્યું તૈયાર રે—ભા. રામ,
જલીયાનવાળા બાગમાં રે, ચલવી મશીનગન તોપ રે—ભા. રામ.
હિંદીના નાક ઘસાવીયાંરે, ચલાવ્યા ત્યાં સર્પની જેમ રે—ભા. રામ.
વિદ્યાર્થીને દુઃખ આપીયું રે, તડકામાં તગડયા ખૂબરે,—ભા. રામ.
લાજ લુંટી સતીઓ તણીરે, કીધાં કુકર્મ કામ રે,—ભા. રામ.
ગાળો આપીને થુંકીયાંરે, સતીઓનાં ખેંચ્યાં ચીરરે—ભા. રામ.

ડોળ કર્યો ન્યાય આપવારે, હંટર કમીટીને હાથરે—ભા. રામ.
ન્યાય મળ્યો નહિ હિંદનેરે, ઉલટા થયા બેહાલરે—ભા. રામ.
હાક વાગી અસહકારનીરે, ગાંધી બન્યા સરદાર રે—ભા. રામ.
આગેવાનો કોંગ્રેસનારે, ભળ્યા ગાંધીજીની સાથરે—ભા. રામ.
ત્યાગ કર્યો કાઉન્સીલનોરે, સરકારી શાળા હરામ રે—ભા. રામ.
વકીલોએ છોડી કોર્ટનેરે, કરવા સાચી વકીલાતરે—ભા. રામ.
છોડયા ખીતાબો સામટારે, હૈડે ધરી દેશ દાઝરે—ભા. રામ.
ગાંધી કહે પુજ્યે રેંટીયોરે, શુધ્ધ ખાદી ધરો અંગરે—ભા. રામ.
રાષ્ટ્રીય શાળા સ્થાપજોરે, આભડછેટ કરો બંધરે—ભા. રામ.
સંપ વધારો સર્વમાંરે, શાંતિનો શીખો પાઠરે—ભા. રામ.
દારૂ વ્યસન દુરે કરોરે. સ્વયં સેવક બની જાઓરે—ભા. રામ.
ગાંડા બન્યા અધિકારીઓરે, દેખી અસહકારી જુથરે—ભા. રામ.
પકડયા આગેવાનો સામટારે, જેલોમાં દીધાં દુઃખરે—ભા. રામ.
પહેલો નંબર બંગાળાનો રે, મોકલ્યા સેંકડો જેલરે—ભા. રામ.
બંગ શિરોમણી દાસનેરે, પકડી લીધા પુત્રીની સાથરે—ભા. રામ.
બાબુ જીતેંદ્રિય લાલનેરે, શ્યામસુંદરની સાથરે—ભા. રામ.
સ્વયં સેવકના સૈન્યમાંરે, પકડાયા છે ગાંધી હરિલાલરે—ભા. રામ.
મહમદ શૌકત બંધવારે, સરકારે જકડયા જેલરે—ભા. રામ.
મોતી જવાહર નેહરૂરે, હીરા સાચો અણમૂલરે—ભા. રામ.
મહાદેવ દેસાઇને પૂર્યારે, જે ગાંધીજીના છડીદારરે,—ભા. રામ.
પંજાબના નર કેશરીરે, લાલાજી લજપતરાયરે—ભા. રામ.
મહોબતસિંગ સરદારનેરે, ખડકસિંગની સાથરે—ભા. રામ.
શુરવીર શીખ બધા વીરોરે, ધર્મ કાજે ગયાં જેલરે—ભા. રામ.

દેશપાંડે દક્ષીણના રે, રાખ્યું તીલકનું નામરે—ભા. રામ.
લાખો વૈભવને છોડીનેરે, આજે બન્યા છે ફકીરરે—ભા. રામ.
જેની સેવા કરે સેંકડોરે, જેલ તણાં વેઠે દુઃખરે—ભા. રામ.
પુષ્પ શય્યામાં જે સૂતા રે, બાણશય્યામાં સૂતા આજરે—ભા. રામ.
ગાંધીજી કહે છે શાન્તિથીરે, સ્વરાજ લાવશું ઘેરરે—ભા. રામ.

સૌ૦ ડાહી ગવરી બેન.

( લેખક—પ્રકાશકઃ—ફુલચંદ કસ્તુરચંદ શાહ. )

---

૯

## પરદેશી ખાંડ.

તમે સાંભળજો હિંદના બાળ અરજ કરૂં છું રે,
ખાંડે વાળ્યો છે દાટ ધર્મ તજાવ્યો રે
હડહડતો કળીયુગ વિદેશી ખાંડ આવી રે,
લઈ ગઇ લક્ષ્મી માત, ધર્મ તજાવીરે,
આવી વિદેશી ખાંડ હાડકાં વાળીરે
માંહી મેળવ્યું બળદનું લોહી, તાજું લાવીરે
ગાયો કુકરને વળી બીજાં પ્રાણીરે,
પરદેશી ખાંડ માટે કપાય અબોલાં પ્રાણીરે
ખાંડમાં ભેળવાય સક્કરીયાં બટાટારે
તે લોહીથી સાફજ થાય, ભલી એથી ધુળજરે
તેનાં થયાં પકવાન દેવતે ધરવારે
માટે દેવ ગયા છે બહાર દર્શન નહિ દેવારે

તમે વ્રત કરો છો અપાર, દેવ નહિં ફળીયારે.
કેશરમાં માંસ રૂધીરતણી દારૂ મળીયારે
શાહ કહે છે આજ મોક્ષે જાવારે,
તમે તજો વિદેશી ખાંડ, આવેએ તો આવીરે.

—

૧૦

## સ્વરાજ્ય સ્વારી.

આવે છે રે, આવે છે સ્વરાજ સ્વારી આવે છે,
જયનાદ ગગનમાં ગાજે છે, સ્વરાજ્ય સ્વારી આવે છે
દુર સ્વપ્ન થકી દુર કહેવાતું,
થાયો લાયક ત્યારે જોવાનું
શું બાળક ચાંદો માગે છે, સ્વરાજ્ય સ્વારી આવે છે,
તડ પાડી રાજ્ય અહીં કરવાતાં
હલકાબ ખીતાબો ધરવાતા
કાઉન્સીલે ફારસ કરવા તો સ્વરાજ્ય સ્વારી આવે છે,
પંજાબ ખીલાફત ચેત્યા
ગાંધીજી અસહકારે ચઢિયા,
ધ્વજ લીલો લાલ ચઢાવે છે સ્વરાજ્ય સ્વારી આવે છે
નોકરશાહી હાથ પડયા હેઠા,
ફાંદાઓ વિધવિધ લઈ બેઠા,
પણ નહિ ચાલે–ઝખ મારે છે, સ્વરાજ સ્વારી આવે છે.

હરીપ્રસાદ વ્રજરાય દેશાઈ.

—

## સ્વદેશ ભકતનો અરજો.

૧૧

(પુનમ ચાંદની ખીલી પૂરી અહીંરે, એ—રાગ)

સદ્દગુણી શાણી હિન્દ તનુજા સાંભળો રે,
થયો ફેશનથી આ દેશ સહુ પાયમાલ.
માટે ફેશન કેરો ત્યાગ તમે સત્વર કરોરે, સદ્દગુણી.
ગાંધી ગુરૂ ગણીને, રાષ્ટ્રીય શિક્ષણ લ્યો તમેરે,
કરજો વસ્ત્ર વિદેશી વ્હાલી બ્હેનો ત્યાગ;
એમાં હિત સમાયું વ્હાલા હિંદુસ્થાનનું રે સદ્દગુણી.
બારીક વસ્ત્રોથી કાયા ઉઘાડી દીસતીરે,
તેથી ધર્મ સતીનો જગમાંથી તમ જાય;
ખાદી અંગ તમારૂં સુંદર રીતે ઢાંકેરે, સદ્દગુણી.
બેની અનસુયાને ભારતભકત સરોજનીરે
દેશ ઉદયનો કરતાં શુભ ઉદ્યોગ
કીર્તિ જગ માંહિ ઇતિહાસો ગાશે તેહનીરે સદ્દગુણી
ઘાયલ ઘણું થયું છે હિન્દ, ગવન વાયલ થકીરે,
છીંટો છ.લ્લથી ભારત, ભિક્ષુક થાય;
આબાદી દીસે છે દેશ તણી ખાદી થકીરે, સદ્દગુણી.
રાષ્ટ્ર ઉદ્ધારક શોભે સુંદર રેંટીઓરે,
તાર સુતરમાં છુપાયું સ્વરાજ
સ્વદેશી વ્રત રાખો ને શીખવો સહુને ભાવથીરે. સદ્દગુણી.

(ચોકશી જદુલાલ.)

---

## ૧૨

## સ્વદેશી વ્રતનો ગરબો.

(રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે—એ રાગ).

ગુણીયલ મ્હારી બેન અસહકારી બનજોરે,
તમે સાચો સત્યાગ્રહ કરજો. ગુણીયલ.

આખા દેશની જેમાં આબાદીરે.
પહેરો ખંતથી સર્વે એ ખાદીરે,
ત્યારે કહેવાશો સ્વરાજ્યવાદી. ગુણીયલ૦

પારદરશક પરદેશી સાડીરે,
પહેરે કાયા તો દીસે ઉઘાડીરે,
એવી ફેશન નાખજો કહાડી. ગુણીયલ૦

બગડી પોલકાં ને ફેન્સી ફરાકોરે
બહેનો સરવે એ સત્વર ત્યાગોરે
સાચી ભારતની તનયાઓ જાગો. ગુણીયલ૦

અતી લાડથી જેને ઉછેર્યાં રે,
જેણે રામ તણાં મન હેર્યાં રે,
એવાં સીતાએ વનકુળ પહેર્યાં ગુણીયલ૦

દેશ ભકતમાં નામના જેનીરે,
કીરતી જગમાં ગવાશેજ તેનીરે,
એવાં ધન્ય સરોજની બહેની ગુણીયલ૦

દયા દેશની દીલમાં આણીરે
મુક્યાં પરદેશી વસ્ત્રોનાં પાણીરે,
એવાં સરલાદેવી ચોધરાણી ગુણીયલ૦

બેની અનસુયાનાં જ૦ ડામોરે,
લીધો આરતી [illegible]રે,
પ્રસન્ન થઈ કહ્યું સ્વરાજ્ય પામો. ગુણીયલ૦

અંબાલાલ-રાવ.

---

૧૩

## ગરબો

(ગાડી આવી ગુજરાત અગન કેરી ગાડીરે આવી—એ રાગ ).

ખાદી ધરોને અંગ, સહીયર સૌ ખાદી ધરોને,
ઉરમાં લાવી ઊમંગ, સહીયર સૌ ખાદી ધરોને.

**સાખી**—વસ્ત્ર વિદેશી પહેરીને, દુઃખી થયો બહુ દેશ;
હિત ચાહો જો હિંદનું, તેનો સંગ ન કરશો લેશ. સહીયર૦

**સાખી**—તજો મોહ વિદેશનો, મમતા ધરો સ્વદેશ;
જનની જન્મ ભૂમીજ છે, એજ જીવન આદેશ. સહીયર૦

**સાખી**—ભૂખે મરે ભારતજનો, દયા હૃદયમાં હોય;
સુખ ઇચ્છો જો સર્વનું ફેશન કરો નહિં કોય. સહીયર૦

**સાખી**—ખાદી આબાદી કરે, કરે દુઃખ સહુ દૂર;
સ્વતંત્રાને આપીને, સ્વરાજ્ય લાવે જરૂર. સહીયર૦

**સાખી**—દેશ હીતને કારણે ગયા ઘણા જન જેલ;
ગાંધીનું કહ્યું માનીયે તો ને સ્વરાજ્ય લેવું સહેલ. સહીયર૦

મણીલાલ જે. દોશી.

---

૧૪

[illegible]

(પુનમચાંદની ખીલી પુરી અહીંરે એ—રાગ)

ભારત ભાગ્યોદયમાં રૂડો રૂપાળો રેંટીયોરે,
મનહર, સુખકર, દુઃખહર, દયાનીધિ એ દેવ.
પ્રીતે પધરાવોને મંદીરમાં સૌ માનુની રે,

**સાખી**—જુનો પૂરાણો રેંટીયો, ફરતો હતો ઘરમાંય;
તજ્યો તેહને જ્યારથી, દુઃખી થયાં સૌ કોય.

તેના પાપે પરદેશીની, ગુલામીમાં પડયારે,
કરશે મુકત તમોને જીવન પ્રાણાધાર,
પ્રિતે પધરાવોને મંદીરમાં સૌ માનુનીરે. ભારત૦

**સાખી**—કપાસ ભારત દેશનો, પરદેશી લઇ જાય;
આપે પાંચ કરોડને, બાસઠ ઘસડી જાય.

આપે ખોટ ખરી અહીં સતાવન કરોડનીરે,
એથી દેશ આપણો બહુ દુબળ દેખાય,
પ્રીતે પધરાવોને મંદિરમાં સૌ માનુનીરે. ભારત૦

**સાખી**—અન્નપૂર્ણા આ દેશનો, રૂડો રેંટિયો સ્હોય,
ફેરવજો ધરી ટેકને, અધિક આનંદ હોય.

કાંતી હાથ વણેલાં વસ્ત્રો અંગે ધારજોરે,
અવિનાશી કહે થાશે દેશ તણો ઉધ્ધાર.
પ્રીતે પધરાવોને મંદીરમાં સૌ માનુનીરે. ભારત૦

## ૧૫

## ગરબો

(છોટા છોટા રો ' નંદના છૈયારે—એ રાગ

આઘો આઘો જા વિદેશી ફેરીઆરે, (૨)
મારાં આંગણીયાં અભડાયરે, આઘો૦
બાર ખુલ્લાં ખુલ્લી મારી બારીયોરે (૨)
મારાં દ્રવ્ય ડેલી બહાર જાયરે, આઘો૦
મારાં અર્ધ ભૂખ્યાં ભાંડેરૂરે (૨)
ભાણે ભોજનીયાં ધુળ થાયરે આઘો૦
માથે ધોળી ટોપી, ધોળાં આંગલાંરે (૨)
મારાં બાલુડાં બળી જાયરે, આઘો૦
મારાં દુધમલ મીઠડાં માંધેરેલાં (૨)
એની આરોગ્યતા અટવાયરે, આઘો૦
તારાં ડગ દારૂનાં ડોલચાંરે (૨)
મારા પીતૃ ને દેવ દુભાયરે આઘો૦
મારા ભજન પુજન ભુલાવતોરે, (૨)
મારાં કીર્તનીયાં કચવાયરે, આઘો૦
ભમરાળી આંખોમાં ભૂરકીરે (૨)
કર્મ ધર્મ ને અર્થ લુંટાયરે આઘો૦
ક્ષેત્રપાળ જાગ્યા આ ખાદીનારે (૨)
એની આંખ રાતી ચોળ થાયરે આઘો૦
જે લાખો કરોડો લુંટતોરે (૨)
હવે હિંદ ન હંફાવાયરે આઘો૦

(વિહારી).

— — —

૧૬

હોળી કરો રે હોળી કરો, તમે પરદેશી કાપડની હોળી કરો,
પરદેશ થકી એ આવ્યાં છે, દુઃખદુઃખને ભેળાં લાવ્યાં છે.
તેત્રીસ કોટીને તાવ્યાં છે પરદેશી.
એ દારૂથી પણ ભુંડા છે. ગૌ માંસ તણાં એ કુંડા છે.
જમદુત તણા એ ઝૂંડાં છે પરદેશી.
એણે ઘર ધંધાને ટાળ્યાં છે. ગરવા ગામડીયા ગાળ્યા છે
લાખોનાં જીવતર બાળ્યાં છે પરદેશી.
એ રાવણ કેરી માયા છે, કળજુગની એ તો કાયા છે,
એ નર્કપુરીની છાયા છે પરદેશી.
એણે વણકર સંહાર્યા છે, કાંતણીયાને પણ માર્યા છે,
એણે રસકસને લુટાવ્યાં છે પરદેશી.
એમાં છે હિંદ તણી હાંસી, એમાં છે હિંદ તણી ફાંસી,
એથી હિન્દ ગયો છે ત્રાસી પરદેશી.
એણે ખેતરો ખોદાવ્યાં છે, ત્યાં દુખ સંચા પધરાવ્યા છે,
બહુ ગરીબોને ગુંગળાવ્યા છે પરદેશી.
અમે પૂર્વજના સોગન લઈએ, અમે ધર્મ તણી શાક્ષી દઈએ,
આ ઉત્તમ વ્રતથી નહિ ફરીયે પરદેશી.

---

૧૭

## ગરબો.

(રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે—એ રાગ.)

બેનો સહુ સુણજો આ વિનતીરે,
કહું છું વિનવી તમોને આજ. બેનો०
આખો દેશ રહયો છે ડૂબીરે,
તે શું આપ ગયાં સૌ ભૂલીરે,
તેમ હોય તો જુઓ આંખ ખોલી. બેનો०

આ સુંદર સરસ છે ખાદીરે,
એને આપો તમે આબાદીરે,
સીદ સાથે લીધો બાર બાદી. એનો૦

વિદેશીએ તનમન મોહ્યુંરે,
એમાં શું આપે ઝાઝુ જોયુંરે,
હિંદુસ્થાને એમાં ખાધું ખોયું. એનો૦

સરલા અનસુયાને એનો ભાળોરે,
ખાદી પહેરી જીવન સાદું ગાળોરે,
ગુરૂ ગાંધીજીના બોલ પાળો. એનો૦

દેશ ઉપર જરા દીલ રાખોરે,
સૌને એક નિષ્ઠાથી ભાળોરે,
ગૌહત્યાના પાપને ટાળો. એનો૦

---

૧૮

સ્વામી સુણોને મારી વિનતિરે લોલ.
જેલ જવાની મને હોંસ જો. સ્વામી૦

પ્રેમે પધારો તમે જેલમાંરે લોલ,
સાથે લેત મને જાવ જો સ્વામી૦

સીતાજી રામજી સાથમાંરે લોલ,
વેઠયાં દુઃખો વનવા સજો. સ્વામી૦

દુઃખો વેઠ્યાં છે [illegible] લોલ,
દમયંતિએ નળ સાથ જો સ્વામી૦

અંધારી ઓરડીમાં પુરશેરે લોલ,
તો પણ ફીકર નહિ લેશ જો. સ્વામી૦

પેબર સમ મને ભાસશેરે લોલ
જેલમાં રોટલો ને છાશજો — સ્વામી

ચક્કીમાં દાણા પીસશુંરે લોલ
ગાશું પ્રભુનાં ગીતજો — સ્વામી

પ્રાણ જાયે પણ ના ડરુંરે લોલ
સાચવીશ શીયળ રત્ન જો — સ્વામી

જાવા દઉં કેમ એકલારે લોલ
અર્ધાંગના લ્યો સાથ જો — સ્વામી

---

## ૧૯

(લાડકડી ચડીરે કમાડે બાળાવરને નીરખવા એ-રાગ)

અમોને નસેનસમાં, સ્વદેશી પ્રેમ લાગ્યોરે,
સ્વદેશી રંગ લાગ્યોરે, સ્વદેશી પ્રેમ લાગ્યોરે,
ગરીબડા બંધુના દુઃખો, અમોને છાતીએ લાગ્યાંરે.

અમારા ગામની ફરજે, અમારા પ્રાંતની ફરજેરે,
અમારા હિંદની ફરજે, સ્વદેશી પ્રેમ લાગ્યોરે,
અમારા દેશની લક્ષ્મી, વિદેશે ખુબ લુંટાતીરે,
અખુટ એ લક્ષ્મી સાચવવા, સ્વદેશી પ્રેમ લાગ્યોરે.
વિદેશી વસ્ત્ર વાપરતાં, વિદેશીના ગુલામ બન્યારે,
એ ગુલામી દુર કરવા, સ્વદેશી પ્રેમ લાગ્યોરે,
અમોને નસેનસમાં સ્વદેશી પ્રેમ લાગ્યોરે,

## ૨૦

## ઢસાના રાજવી.

(કસ્તુરી તોરણ ચડીરે દુધડે વરસ્યા છે મેહ એ-રાગ.)

ધન્ય ઢસાના રાજવીરે, ધન્ય ઢસાના લોક.
ગોપાળદાસ નામ આપનું રે, ભારત માંહી ગવાય—ધન્ય૦
ધર્મ તમારો જાણીયોરે, હિંદ તણો ઉધ્ધાર—ધન્ય૦
રાજ મહેલમાં માણુતારે, હતો દાસોનો દોર—ધન્ય૦
ધન્ય ધરા પદા આપનારે, હતી લીલા કૈં લ્હેર—ધન્ય૦
દેશે બત્રીશા માગીયારે, યજ્ઞ આહુતી અપાય—ધન્ય૦
માયા છોડી મોહ છોડીયોરે, રાજ તણો કર્યો ત્યાગ—ધન્ય૦
લોક પુછે છે એટલુંરે, કયાંથી શીખ્યા આ પાઠ—ધન્ય૦
ધર્મને કાજે રાજવીરે, આપ્યો તમામ ભોગ—ધન્ય૦
સૌરાષ્ટ્રને શોભાવીયું રે, દેવતણો અવતાર—ધન્ય૦
ઘેર ઘેર ગરબી ગાઈશું રે, અમર રહો તુંજ નામ—ધન્ય૦
પહેલ કરી બતાવીયું રે. રાજ છે ધર્મ ધન્ય નિશાન—ધન્ય૦
રાજાઓ સ્વાર્થ જ્યારે ત્યાગશેરે, સ્વર્ગ બને સંસાર—ધન્ય૦
આશીષ અમારી આપીએરે, થાઓ પ્રભુજી સ્હાય—ધન્ય૦

સૌ. ડાહીગવરી બેન.

---

## ૨૧

સ્વામી સુણો મારી વીનતિ રે લોલ એ—રાગ

વહાલા સુણોને મારી વિનતિરે લોલ.
ખાદી પહેર્યાની મને હોંસજો—વ્હાલા.
લાવી દીયો સાડી મનેરે લોલ.
ચણીયાને પોલકાની જોડજો—વ્હાલા,

મંદિર જતાં પ્રભુ દર્શને રે લોલ.
પહેરીશ ખાદીના વસ્ત્રજો — વ્હાલા.

નદીએ કુવે પાણી જતાંરે લોલ.
પહેરૂં ખાદી પટકુળજો—વહાલા,

વિવાહ ટાણે મહા હર્ષમાંરે લોલ.
ખાદી વધારે હર્ષ જો રે—વહાલા.

રોજ પહેરીશ મહા હર્ષથીરે લોલ.
ખાદી સંભાળે શીયળજો— વહાલા.

ખાદી પ્હેરે પૈસો બચેરે લોલ.
ખોટું ગુમાન ટળી જાયજો—વહાલા.

ખાદી પ્હેર્યાથી ચાલશેરે લોલ.
વિધવાનો રેંટીયો રોજ જો—વહાલા.

ખાદીમાં ખાનદાની ખરીરે લોલ
લાખોનો ફાયદો થાયજો — વહાલા,

શાળોનો ધંધો ચાલશેરે લોલ.
આબાદ ગામડાં થાયજો —વહાલા.

ખાદી ચિંતામણી રત્ન છેરે લોલ.
પુરે બધાના કોડજો. —વહાલા.

---

૨૨

પરદેશી કાપડ છોડો, ને સુંદર ખાદી પહેરો.
મારી બ્હેનો સ્વરાજ લેવું સહેલ છે;
ભભકાને ફેશન છોડો, જાડી પણ ખાદી પ્હેરો,
મારી બ્હેનો, ગાંધી છોડવવા સ્હેલ છે.

આળસ પરનિંદા ત્યાગો, રેંટીયા શું પ્રીતી બાંધો.
મારી બહેનો સ્વરાજ૦
ખાદીની ધૂન લગાવો, ખાદીનું તાન જગાવો.
મારી બહેનો ગાંધી૦
ખાદી તાકા લઇ ફરજો, સૌને તમ જેવા કરજો.
મારી બહેનો સ્વરાજ૦
ઘરમાં સૌને સમજાવો, ખાદીનો મંત્ર પઢાવો,
મારી બહેનો ગાંધી૦
વિવાહ કે મરણુ ટાણે, ખાદી વાપરજો ધર્મે,
મારી બહેનો સ્વરાજ૦
શાળા સરકારી નીમાળી, છોડાવો એની ગુલામી.
મારી બહેનો ગાંધી૦
વણનારો તાણો વાણો, અંત્યજને બંધુ જાણો,
મારી બહેનો સ્વરાજ૦
સભામાં આજો સૌ પહેલાં, પા રૂપીયો આપી વહેલાં,
મારી બહેનો ગાંધી,
મર્યાદા ખોટી છોડો પામર બંધનને તોડો,
મારી બહેનો સ્વરાજ૦

---

૨૩

( રઘુપતિ રામ હૃદયમાં રહેજોરે—એ રાગ.

સુણો બહેની આ સમે શીખ સારીરે,
સુખ સાચું છે સાદાઇ માંહીરે—સુણો૦
મોજ શોખને વૈભવ છોડો રે
દેશ સેવામાં મનડું જોડો રે
હિંદ માતના બંધન તોડો—સુણો૦

પહેરો પ્રેમે પનોતિ ખાદી રે,
એમાં હિંદ તણી છે આબાદી રે,
પરદેશી પહેરે બરબાદી—સુણો૦
રેંટીયા ઘર ઘરમાં ચલાવોરે,
કજીયા ને ટંટા અટકાવો રે.
લાખો લક્ષ્મી લુંટાતી બચાવો—સુણો૦
રેંટીયો મોંઘવારી હઠાવે રે.
જોર મરકીતણું ના ફાવે રે.
દુઃખ દારિદ્ર દુર જાવે—સુણો૦
દુઃખીયાની આંતરડી ઠારોરે
મરેલાને વધુ ના મારોરે
રેંટીયાને ખાદીથી તારો—સુણો૦



# સુબોધક નિબંધો



## રેંટીયો

ગૃહસ્થને, સંસારીને હિંદુસ્તાનમાં પાંચ યજ્ઞ આવશ્યક છે. ચુલો, સાંબેલુ, ઘંટી, બેડું, અને રેંટીયો. આમાંથી જેટલું ઓછું તેટલી ઓછી બરકત. ખરૂ જોતાં મહાયજ્ઞ બેજ છે, ને ત્રણ વચલા તે પેટા યજ્ઞ છે. ઘંટી સાંબેલુ ને બેડુ એ ચુલાને અંગે છે. ચુલાની પ્રવૃત્તિ ન કરે તે ખાય નહિ, રેંટીયો ચલાવે નહિ તે પહેરે નહિ.

ચુલો રેંટીયો ઇત્યાદી ઘરના શણગાર છે. રેંટીયો ગયા પછી હિંદુસ્થાનમાં લાખો ઘરો ખંડિયેર થયાં છે. આ વાક્યમાં કોઇ અતિશયોકિત ન માને. વાંચનારનું ઘર એવું ભલે ન હોય. પાણી તંગીનો અર્થ એમનથી હોતો કે કોઇને પાણી ન મળે. પણ બધાને ઓછું, ઘણા ને બહુ ઓછું, ને થોડાને મુદ્દલ નહિ એમ બને છે. રેંટીયાની ગેરહજરી છતાં, છ કરોડ ઘરોમાંના ઘણા ભલે ચાલે, પણ કેટલાક તો જમીનદોસ્ત થયાંજ છે. જુઓ ઓરીસ્સાનો ચંપારણ, તેમાંનાં ઘણા ગામો ખંડિયેર છે. જે મુલકનાં માણસો દોઢસો વર્ષ પહેલાં બારે માસ કંઇક ને કંઇક પ્રવૃતિમાં રોકાએલાં રહેતાં તેમાંનાં એંશી ટકા કેટલાંએ વર્ષો થયા ચાર માસ કામવિના બેકાર રહેતાં હોય તો તે મુલકના શા હાલ હોય ?

બધી બહેનોનું શિયળ જાળવવાને સારૂ રેંટીઆની વાડ સૌથી સરસમાં સરસ છે. કદાચ કોઇ કહેશેકે ગરીબ બહેનોનું તો જાણ્યુ, પણ બીજીઓને રેંટીઆની સાથે શો સંબંધ છે? આપણામાં એક ભારે કહેવત છે કે 'નવરો બેઠો નખોદ કહાડે' હું જાતી અનુભવથી કહી શકુ છુ કે આળસ, એટલે નવરા બેસવુ, એ વિષયોને ઘણી સારીપેઠે પોષે છે. પૈસે ટકે સુખી એવી બ્હેનો પોતાનો વખત વાતોના ગપાટા મારવામાં કે એવી બીજી રીતે

નકામો ગાળે તેના કરતાં કંઇક ઉપયોગી ધંધામાં ગાળે તો તેમનું મન, હાથ, પગ રૂડી રીતે રોકાય અને રેંટીઓ કાંતવાનો ધંધો કરે તો બેવડો ફાયદો થાય.

મહાત્માજીના લેખો ઉપરથી.

---

## ખરી ખૂબસુરતી.

મારી એ વિનંતી છે કે તમે સ્વદેશી ધર્મ પાળતાં થઇ જાઓ. આ સરકારે આપણને પાખંડ શીખવ્યો છે. વિલાયતી કપડાંથી શરીરની શોભા વધે છે, એમ માનતાં આપણે શીખ્યાં છીએ. અહીં આવેલી બહેનો એ જે કપડાં પહેરેલાં છે તેમાં પણ પરદેશીની ઓયલો છે. મીલોનું કાપડ પણ સ્વદેશી નથી. મીલોમાં થાય છે તેટલું કાપડ હિંદુસ્તાનને પુરતું નથી. તમે પોતે તો ભીખારી નથી. તમારાથીયે વધારે ગરીબ મેં જોયાં છે. પુરૂષોને એકલી લંગોટીજ મળતી હોય અને બહેનોને ફાટેલી તુટેલી ઘાઘરીજ હોય એવાં મે જોયાં છે. સ્વદેશી ધર્મને હિંદુસ્થાન આજે અંગીકાર કરે, રૂડો રેંટીયો બધી બહેનો ચલાવતી થઇ જાય, પોતે કાંતી શકે તેટલાંજ કપડાં પહેરે, તો આજે આપણે ગુલામીમાંથી છુટીએ. પહેલાંની સ્ત્રીઓ ગુણોમાં ખુબસુરતી માનતી. પરદેશી કપડાં પહેરનારી તે કુબડી છે. કપડાં પહેરીને સુંદર દેખાવું એમાં તો વેશ્યાનો ભાવ છે. આપણે કેવાં સીતાજી અને દમયંતીને પુંજીએ છીએ? ઝીણાં કપડા પહેરનારી સીતાજીને? ઝીણા કપડાં પહેરનારી દમયંતીને? નહી. અર્ધે વસ્ત્રે વનમાં ભમનારી દમયંતીને, ચૌદ વર્ષ વનવાસ ગાળનારાં સીતાજીને આપણે પુજીએ છીએ. હરિશ્ચંદ્રની રાણીએ દાસત્વ કરેલું તે શું ઝીણું કપડાં પહેરતી હશે? એ વખતે તો પાંદડાંથી એબ ઢાંકતાં બહારની શોભાથી સુંદર દેખાવું એ વેશ્યાનો ભાવ છે. તમે તમારો ધર્મ પાળવા ઇચ્છતા હો તો પહેલું પગથીયું એ છે કે તમે સ્વદેશી ધર્મ સમજી લો. પોતાનેજ હાથે કાંતેલું સુતર અને પોતાનાજ ઘરનાપુરૂષોએ ગાતાં ગાતાં વણેલું કાપડ વાપરવું એનું નામ સ્વદેશી ધર્મ.

**મહાત્માજી.**

**ડાકોરમાં આપેલા ભાષણમાંથી.**

---

## બાળ લગ્ન.

બાલ્યવસ્થામાં લગ્ન કરવાથી અપ્રૌઢ દશામાં સંતતિ ઉત્પન્ન થવાની શરૂઆત થાય છે. અને તેનાથી સ્ત્રીઓની મરણ સંખ્યા વધે છે. તે અશક્ત, રોગી, અને અલ્પાયુ થાય છે. એટલુંજ નહિં પણ દેશના આધારસ્તંભ ભાવિ પ્રજા પણ અશક્ત, નિર્બળ, નિર્વીર્ય થઈ દેશમાં ભીખારીની સંખ્યામાં વધારો કરે છે! માતાપીતા જ્યારે નિરોગી અને પ્રૌઢ નથી હોતા ત્યારે તેની સંતતિ કદીપણ બળવાન, નિરોગી અને પૂર્ણ અંગવાળી બનતી નથી. યોગ્ય શિક્ષણ સંપાદન કર્યા બાદ પ્રૌઢપણે થયેલા વિવાહથી ઉત્પન્ન થયેલી સંતતિથી દેશોન્નતિ થવાની આશા છે! આજ ઘેરઘેર બાળવિધવા જે દેખાય છે તેનું કારણ બાળલગ્ન શીવાય બીજું કયું હોઇ શકે? પ્રૌઢ કુમારીકાના પવિત્રપણા બદલ સંશય લેનારી સમાજ, બાળવિધવા માટે આજ નિર્દોસ્ત નથી કે? બાળવિવાહ બંધ થતાંજ બાળવિધવા થશે નહીં અને વિધવાની સંખ્યા કમી થશે.

---

## સ્ત્રીઓએ ખાદી શા માટે પહેરવી ?

બ્હેનો અત્યારે હિંદુસ્થાનની સ્થિતિ ગંભીર છે. તે ગંભીર સ્થિતિમાં ખાદી પહેરવી એ તમારી ફરજ છે. ખાદી પહેરવાથી જે લાભ છે તેનો તમે શાન્તિપૂર્વક વિચાર કરશો તો તમને સેજે સમજી શકાશે કે ખાદી પહેરવાથી દેશના ગરીબ ભાઈ બ્હેનોને તેમાંથી રોટલો મળે છે, સાથે નગ્નવસ્થામાં ફરનાર ભાઇ બ્હેનોનાં શરીર ઢંકાય છે, અને પ્રાચીન હુન્નર ઉદ્યોગની ખીલવણી થાય છે. આપણા દેશના હુન્નર ઉદ્યોગને ઉત્તેજન નહિ મળવાથી, અરે, તેને તોડી પાડવાથી આપણાં કરોડો ભાઇ બ્હેનોને એક ટાણું પુરૂં ખાવા પણ મળતું નથી. તેથી હિંદુસ્થાનની દરીદ્રતા દુર કરવા, ખાદી પહેરવી એ તમારી ફરજ છે.

બહેનો, [illegible] શું [illegible] ટેકો આપનાર [illegible]। જે કાપડ પરદેશથી આવે છે તે કાપડ ઉપર ગાય, બળદ, ભેંસ, [illegible] લાખ્ખો પશુઓનો સંહાર કરી તેની ચરબીને કાપડ ઉપર કાંજી તરીકે વાપરવામાં આવે છે. આવી રીતે પરદેશથી આવતા કાપડમાં ચડાવવામાં આવે છે. શું ! જીવ દયાનો દાવો કરનાર હિંદુ બહેનો, દયાની ખાતર પરદેશી કાપડ પાપ સમજી છોડવું એ તમારી ફરજ નથી ?

આપણા દેશમાં બનતા કાપડમાં ખાદી પહેરવાનીજ ભલામણ કરવામાં આવે છે તેનાથી ઘણા લાભો છે તેમાંના થોડાક મુદ્દા નીચે મુજબ છે.

૧ અત્રે મીલોમાં બનતા કાપડ ઉપર મોટા ભાગે ચરબીનીજ કાંજીનો ઉપયોગ કરે છે. તેથી દયાની ખાતર તે કાપડ છોડવું જોઇએ.

૨ ખાદી પહેરવાથી લાખો વણકરોને રોજી મળે છે. સાથે કરોડો કાંતનારને, પીંજનારને, પૂણી બનાવનારને રોજી મળે છે.

૩ ઘણી બહેનોને પેટ પુરતો ખોરાક નહિ મળવાથી કોઇ કલંકીત ધંધામાં પડે છે. કોઇ આપઘાત કરે છે. કોઇ વસ્ત્રના અભાવે વરસમાં એક વખત નહિ શકતી નથી. ઘણી વિધવા બહેનો અને ઘણાં કુટુંબો ઉદ્યોગના અભાવે પાયમાલ થયા છે અને થાય છે તેથી રેંટીયા ફરવાથી અને વણાટનો ધંધો ચાલવાથી તેમને રોજી મળશે.

૪ આપણો પ્રાચીન હુન્નર ઉદ્યોગ સજીવન થશે અને ભારતની આર્થિક સ્થિતિ સુધરશે.

૫ શુદ્ધ ખાદી પહેરવાથી આપણા વિચારો, આપણી રહેણી કરણી અને આત્માની શુદ્ધિ થાય છે, ચરબીની કાંજીથી તૈયાર થયેલું કાપડ પહેરવાથી આત્મા [illegible] ભ્રષ્ટ થાય છે, તેથી તમારા આત્માની શુદ્ધિ માટે તમારા બાલ બચ્ચાંને સાદાં, સ્વતંત્ર, સ્વાલંબી, અને નીડર બનાવવા ખાદીજ પહેરો.

બહેનો, જે વખતે આપણા ભારતવાસી કરોડો બહેનો ભાઇ ગંભીર દશામાં હોય, સાથે આખો દેશ ગુલામી દશામાં હોય, તે વખતે પરદેશી કાપડ પહેરીને દેશની ગુલામીમાં મજબુતાઇ કરી દેશદ્રોહીની સાથે દયાના સિદ્ધાંત ઉપર પગ મુકી પાપીની ગણુનામાં ગણાવવું શું પિતા મહાવીરની પુત્રીઓને છાજે છે?

ખાદી જાડી પડે છે. તે પહેરતાં ફાવે નહિ. એવી ખોટી દલીલ આખો દેશ જ્યારે ગુલામમાં હોય ત્યારે કેમ કરાય? અને મહાત્મા ગાંધીજીએ કહ્યું છે તેમ જે માતા બાળકનો નવ મહિના ભાર ઉપાડે છે, તે માતા સ્વદેશ ને સ્વધર્મને માટે આટલું એ નહિં સહન કરી શકે? વળી જેમ જેમ કાંતવાની કળા ખીલશે તેમ તેમ બારીક કાપડ પણ જરૂર આવવાનું જ.

પુરૂષવર્ગ કરતાં ભારતના ઉદ્ધારનો આધાર તમારા ઉપર ઓછો નથી. પિતા કે ગુરૂના બોધની જે અસર બાળકો ઉપર નથી થતી તે માતાના થોડાજ શબ્દોથી થાય છે. તેથી તમારા ખાદી ના પહેરવાથી, તમારા આખા કુટુંબપર ઉંડી છાપ પડે છે અને તેથી અનુકરણ થાય છે.

વિલાયતી ઝીણાં વસ્ત્ર પહેરવામાં ખાનદાની નથી. પરંતુ આપભોગમાં અને સાદાઈમાંજ ખાનદાની છે. જે સ્ત્રી ખાનદાન હોય, જેના હૃદયમાં દયા હોય, તે પરદેશી તો શું પણ અત્રેની મીલમાં બનેલું કાપડ પણ ન પહેરે. આર્થિક દ્રષ્ટિએ ખાદી પહેરવી તે દેશને લાભકર્તા છે અને ધાર્મિક દ્રષ્ટિએ ધર્મ પોષક છે. આપણી પતિત સ્થિતિનો ઉદ્ધાર ખાદી અને રેંટીઓ છે. આથી દેશ અને ધર્મની ફરજ સમજી શુદ્ધ ખાદી પહેરવી અને રેંટીઓ ચલાવવો. આ નાનકડા લેખ ઉપરથી બહેનો ખાદી પહેરવી એ ફરજ સમજશે તો પ્રયાસ સફળ થયો ગણાશે.

**અમીચંદ ખેમચંદ શાહ.**

---

## સાદાઇ.

સાદાઇ એ દરેક ગૃહિણીનું ભૂષણ છે. જ્યારથી સાદાઈ છોડી ત્યારથી આપણામાં અનેક દોષો અને દુર્ગુણો વધ્યા છે. આપણાં પૂર્વજો સાદું જીવન ગાળતા તેથીજ તેઓ દરેક પ્રકારે સુખી હતા. આપણે કુદરતી જીવનને બદલે કૃત્રિમ જીવન ગાળી રહ્યા છીએ, તેમાં જરાએ ખરૂં સુખ કે ખરી શાંતિ નથી. ઉલટી ચિંતા, ઉપાધિ અને રોગો વધ્યા છે, અને આપણે બહુ દુઃખી થયા છીએ.

સાદાઇમાં પવિત્રતા છે, અને ઉપરના દેખાવમાં મોહ છે તેજ આપણી અધોગતિનું મૂળ છે.

પહેલેથીજ સાદાઇ પસંદ કરવી જોઇએ; અને સાદા રહેવાની ટેવ પાડવી જોઇએ નહિતર ભવિષ્યમાં તમે દુઃખી થશો. તમારી શોભા, શરીર ઉપર નવાં નવાં કપડાં કે ઘરેણા પહેરવામાં નથી પણ તમારી સાદાઇ, નમ્રતા, આવડત અને શાંતિમાં છે.

શરીરની શોભામાં હજારો એ રૂપિયા નકામાં ખર્ચાય છે. અને તેનો બદલો રોગ અને અશાંતિ છે હિન્દ માતાની પુત્રીઓ તમને ખોટા ડોળ, દેખાવ કે ફેશન ન શોભે, તમારો કરકસર, ચોકખાઇ, અને સાદાઇ પસંદ કરવી જોઇએ.

જ્યાં સાદાઇ છે, ત્યાં સુખ, શાંતિ, પવિત્રતા બધુંય છે. ફેશનના મોહથી સુખશીલીયાપણું, આછકલાઇ, સ્વચ્છંદતા, અને ઉડાઉપણુ વધે છે. બ્હેનો માતા પિતાને ત્યાંથીજ જો તમે સાદુ જીવન ગાળતાં શીખશો તો પતિને ત્યાં તમે તે સાદાઇના ગુણથી પ્રિય થઇ પડશે અને આખા કુટુંબ ઉપર સારી છાપ પાડી શકશો.

સાદાઇને એ સદ્ગુણનું મૂળ છે. તેમાંથી બધા ગુણોનો વિકાશ થાય છે.

કન્યા સદ્બોધમાળા.

---

## ગૃહવ્યવસ્થા.

ગૃહસ્થાશ્રમનો સ્વિકાર કરતાં સ્ત્રીઓ માટે તો એટલી બધી જોખમદારી, લાયકાત અને કર્તવ્યભાનની જરૂર છે કે જેનું યથાર્થ વર્ણન કરવું અશક્ય છે. દુનીઆમાં રાજ્યની સરખામણીને પામેલું ગૃહ છે, અને તેથી ગૃહીણીને એક રાજ્ય ચલાવનારના ગુણો રાખવાની જરૂર છે, ગૃહસ્થાશ્રમમાં પત્ની તરીકે, માતા તરીકે, અને ગૃહસ્થાશ્રમી તરીકે, કેટલી અને કેવી મહાન ફરજો છે, તેનો સારી રીતે ખ્યાલ રાખ્યા વિના તે બજાવી શકાય નહિ. તે ફરજો સાથે ગૃહીણી એ ગૃહ રાજ્યની હેલ્થ ઓફીસર સેનીટરી કમિશનર અને મ્યુનીસીપલ કામદાર છે. ગૃહની અંદર આણેલી ચીજો નકામી અથવા નિરૂપયોગી નથી નીવડતી. તથા ફસલની જાત સત્વહીન અને નીરસ નથી એ જોવુ તેમજ ગૃહની આસપાસની આરોગ્યવર્ધક સ્થિતિ અને કુટુંબ તથા સગાં વહાલાંની આરોગ્યતા જાળવવાના ઉપાયોનું જ્ઞાન ધરાવવું, એ દરેક સાધવી સ્ત્રી હોવાનો દાવો કરનાર સ્ત્રીને જરૂરનુ છે. સર્વ વસ્તુ સ્વચ્છ રહે છે અને સ્વચ્છ થઇનેજ ઉપયોગમાં આવે છે તે તપાસવું એ અગત્યનું છે. લુગડાં શરીરના રક્ષણ અને શોભા બન્નેને માટે હોય છે તે બન્ને બાબતો ઉપર ધ્યાન રાખવુ જોઇએ; એવી સમજ આવશ્યક છે. સાધ્વી સ્ત્રીએ ઘરની આવક જાવકનો હિસાબ બરાબર રાખવો. એ સિધ્ધાંત યાદ રાખવો કે, "એક જણુ કમાય અને બધાં ખાય" એ આગળ વધવાનો માર્ગ નથી. આવક જાવકમાં બે રીતે ફાયદો થાય, એક તો આવક વધારી શકાય અને બીજું ખર્ચ ઓછું કરી શકાય. મનુષ્યે કોઇપણ વખતે કોઇપણ શકિતનો ઉડાઉપણે ખર્ચ ન કરવો જોઇએ.

ઘરની જોડે બની શકે તો નાનો સરખો બગીચો રાખી તેના અંદર કાંઇક ફુલઝાડ અને શાકભાજી ઉગાડવાનું, તેમજ શોભા વધારવાનુ, ગાય, ભેંસ પાળી ઘરનાં માણસોને દુધ, ઘી સારી રીતે મળી શકે એમ કરવાનું, અને કાંઇક સીવવાનું કામ કરી હાલના યુગમાં પૈસાનો ઉગારો કરવો એ જરૂરનું છે. ફુરસદના વખતનો નિંદા કુથલીમાં દુરૂપયોગ નહિ કરતાં, રેંટીઓ કાંતવામાં અથવા એવા બીજા કોઇ ઉપયોગી

કામમાં સહૃ ઉપયોગ કરવો જરૂરતું છે. આ ઉપરાંત સ્ત્રીએ મંદવાડ, અકસ્માત અને સુવાવડના પ્રસંગમાં કેમ વર્તવું જોઇએ તે જાણવાની પણ ખાસ જરૂર છે.

( દિક્ષિત સુમન ગદ્યાવલી )

---

## ફટાણાં

લગ્ન પ્રસંગે આપણાં અંગત તથા દૂરનાં સગાંઓને આપણે આગ્રહ પૂર્વક નોંતરવાં પડે છે, ને તે ઇષ્ટ છે. બહેનો, દીકરીઓ, ભાણેજીઓ, ભત્રીજીઓ, માતાઓ, પુત્રી સમાન પુત્ર વધુઓ તથા અન્ય વડીલ સ્ત્રી વર્ગો પણ હાજર હોય છે. તથા પુરૂષ વર્ગમાં પણ વડીલો, મીત્રો, ભાઇઓ, મામાઓ સાળાઓ, કુટુંબીઓને જામાત્રો તથા અન્ય સ્નેહનીઓ હાજર રહી આવા મંગળમય પ્રસંગને શોભાવે છે. તો આવા આનંદ મંગળ મેળાવડામાં સ્વદેશ પ્રિતિનાં, પરણનાર દંપતિને આશીર્વાદ વચનોમાં તથા પ્રભુ પ્રાર્થનાનાં ગીતો ગવાવાં જોઇએ. કદાપિ હાસ્ય વિનોદનાં તથા નિર્મળ શ્રંગારનાં મર્યાદિત ગીતો પણ ગવાય પરન્તુ તેવાં કાઇ આપણી સ્ત્રીઓને નહિ આવડવાના કારણે નિંદિત કર્ણભ્રષ્ટ કરે તેવાને અને તેથી એ ખરાબ, જંગલી લોકો પણ બોલતાં શરમાય તેવાં ગીતો નિર્લજ્જ બની લાબાં લાબાં હાથ કરીને સ્ત્રી પુરૂષોની મોટી મેદની આગળ ગાતાં આપણાં બ્હેન દીકરીઓ શરમાતાં નથી !

બ્હેનો તમો ઉચ્ચ કોમની, ઉચ્ચ જ્ઞાતિની ને વળી ઉચ્ચ ભાવનાવાળા પિતાઓની પુત્રીઓ છો. તમો કુળાભિમાન તો હદ વિનાનું તમારા મનમાં રાખો છો અને તેમ છતાં ન શોભે તેવાં ખરાબ અપવિત્ર ને નિંદ્ય ગીતો તમારા મુખમાંથી કેમ નીકળે છે ?

બ્હેનો તમો એમાં મગરૂરીને મોટાઇ ન સમજશો. જો તમારામાં કાંઇ પણ ખરી મોટાઇ રહી હોય અને આ બધું તમને સત્ય લાગતું. હોય, તમને તમારી ઉંચી કોમનું અભિમાન હોય, તથા તમોને તમારી ભૂલ સમજાતી હોય, તો આજથીજ પ્રતિજ્ઞા લ્યો કે એવાં હલકાં, મૂર્ખાઇ ભરેલાં બિભત્સ ગીતો ગાવાં

કે ગવરાવવાં નહિ ને વળી જેઓ તમારું ન માનતાં તેવાં ગીતો ગાતાં હોય તેમની સાથે તમારે તે ગાવામાં સામેલ થવું નહિ.

સારી સારી ઉચ્ચ શ્રેણીની ગીત માળાઓમાંથી સારાં સારાં ગીતો શીખી મધુર સુરથી ગાઈ મધુરતે મીઠો આનંદ ફેલાવો ને તમારા હૈયામાં પણ સાચા સ્વાનંદને અનુભવો.

વળી આજે તો આખા દેશમાં સ્વદેશ ગીતો ગાવાનો ચાલ થયો છે, તેથી સ્વદેશની સેવા ભાવના ખીલે છે, અને દેશની પરિસ્થીતિ તેમજ પર્વૃતિનો સાચો ખ્યાલ આવે છે, તેમજ જુદીજ જાતનો આનંદ ભોગવાય છે; માટે રાષ્ટ્રીય ગીતો પણ લગ્નમાં ગાવાનો રીવાજ રાખવો જોઇએ.

---

## લગ્નની ભાવના.

હૃદયના લગ્ન તેજ ખરાં લગ્ન કહી શકાય. લગ્નનો અર્થ વ્હાલા વ્હાલીના ટાયલાં નહિ. પણ કાંઇંક નવીનજ છે. પતિ પત્ની બન્ને મળી એક સંપૂર્ણ અંગ બને છે.સ્ત્રીને કોઈ પણ રીતે હલકી ગણવી જોઇએ નહિ.

ગૃહની શોભા, કુટુંબની પ્રતિષ્ઠાઅને આનંદની વૃદ્ધિ, દંપતી પ્રેમ ઉપર આધાર રાખે છે પ્રેમ કર્યો થતો નથી તે કુદરતી હોય છે.

લગ્ન એ એક પવિત્ર વ્રત છે, જીંદગીનું મંગળમાં મંગળ ટાણું છે. લગ્નની પ્રતિજ્ઞાઓ એક બીજાના શરીરે શરીર, આત્માએ આત્મા, હૃદયે હૃદય એકજ હોવાનુ ભુલવું ન જોઇએ.

નજીવી વાતો, ફરીઆદોને લાત મારવી., વિષય વૃત્તિને પુરતા સંયમમાં રાખવી, જીવનને અધોગતિમાં લઈ જનાર ફેશનથી દૂર રહેવુ તે ખાસ સંભાળવાનું છે. નજીવા કલહ કંકાસથી દંપતીના ગૃહસુખનું સત્યાનાશ વળી જાય છે.

યોગ્ય બ્રહ્મચર્ય નહિ પાળવાથી અનેક દુઃખ, રોગ અને પાપના ભાગી થવાય છે. દંપતીનું જીવન રસવાળું,-પવિત્ર, સાદું, નિયમિત અને સંયમી હોવું જોઇએ. સહનશીલતા,-સ્વાર્થ, ત્યાગ પ્રેમ અને સેવા એ દંપતી મંત્ર છે.

લગ્ન ગાંઠથી જોડાયા ત્યારથી જીંદગી પર્યંત સુખે દુઃખે એક સરખો પ્રેમ એ પતિ પત્નીના સ્નેહનું ખરુ સ્વરૂપ છે.

મહુવાકર

## શીયળ.

શીયળ એ સાધ્વી સ્ત્રીનું સર્વોત્તમ શોભા આપનાર, સ્વર્ગનું દર્શન કરાવનાર, સુખ, સંપતિ આપનાર સુંદર શાસ્ત્ર છે. ચાંદી, સોના, મોતી, હીરા વગેરેના દાગીના એ સામાન્ય દ્દષ્ટિથી જોતાંજ શરીરને શોભાવનારા જણાશે પરન્તુ વિવેક દ્દષ્ટિથી નિહાળતાં એ કીંમતી ગણાતા દાગીનાઓ ઉપાધિ રૂપ હોઇ નકામા જણાશે, કેમ કે તે દાગીનાઓ વડે શરીર વાસ્તવિક શોભા પામતું નથી. પણ ઉલટું અનેક ઉપાધિઓ ભોગવે છે.

સુજ્ઞ જનો તો એમજ માને છે કે મનુષ્ય માત્રના શરીરને સરસમાં સરસ શોભા આપનાર શીળ—સદ્દવર્તન છે, ઉપાધી રહીત મહાન કીંમતી ઘરેણું છે, અને ખરી રીતે તપાસતા, શીલ રૂપી ઘરેણું એજ અમૂલ્યમાં અમૂલ્ય છે એમાં કશો શક નથી.

કોઇ સ્ત્રી અથવા પુરૂષે સોના વગેરેના કીંમતી દાગીના પુષ્કળ પહેર્યા હોય, છતાં જો તે ચારિત્રહીન હોય તો દાગીનાઓથી શું તેનું શરીર શોભાપાત્ર ગણાશે? નહિજ. અને એમ છે તો કબૂલ કરવું જોઇએ કે મનુષ્યના શરીરને શોભા આપનાર શીલ છે દાગીના નથી.

જે મનુષ્યોયે શીલ રૂપી સાચાં આભૂષણ ધારણ કર્યાં નથી, તે મનુષ્ય નહીં પણ પામર કીડા છે. શીલ વીનાના નર ખરેખર ખરજ છે, અને શીલ વિનાની નારીઓ કેવળ નરકની બારીઓજ છે.

ઉત્તમ કુલ અને રૂપ સંપન્ન મનુષ્ય, શીલ રહીત હોય તો તેનું કુળ, રૂપ સર્વે નકામાં છે. દરેક સ્ત્રી પુરૂષોએ પોતાના જીવનની, સ્વધર્મની અને રૂપ ગુણની સાર્થકતા કરવી હોય તો હમેશાં સુશીલ રૂપી સર્વોતમ અલંકારથી સુશોભિત કરવું કે જેથી આ ભવ અને પર ભવમાં ઉ તમો-તમ સુખ, યશ, તેમજ સદ્દગતિ મળે.

આ ભરત ક્ષેત્રમાં ભારત ભૂષણ સ્ત્રી પુરૂષો એવાં તો થયેલાં છે કે જેઓએ ભારભૂત સુવર્ણાદિક અલંકારોને દૂષણ રૂપ ગણી ફકત શીલ રૂપ સાચાં ભૂષણો વડે પોતાના દેહ અને આત્માનું સાર્થક કર્યું છે,

તેજ શીલના પ્રતાપે, જો કે તેઓના દેહનો નાશ થયા ને અગણિત વર્ષો થઇ ગયાં છે, છતાં હજુ તેઓના નામો જેમના તેમ પવિત્ર ધર્મ પુસ્તકોમાં સુવર્ણાક્ષરે સહ્અંકિત થયેલાં છે એટલુંજ નહિ પણ જગદ્ ગુરૂ તીર્થંકર પરમાત્માએ પણ શ્રી મુખથી તેઓની અતિ ઉતમ પ્રશંસા કરેલી છે. ધન્ય છે એ અમર આત્માઓને!

બ્હેનો, તમે પણ તેનીજ, પુત્રીઓ છો તો શુદ્ધ ભાવનાથી શીયળ પાળી તમારા કુળને, કુટુંબને ધર્મને, અને જગતને દીપાવજો,

**જૈન સતી મંડળ.**

---

## બાળ—ઉછેર

ગર્ભપાત પહેલાંથીજ માતા પિતાએ યોગ્ય તૈયારી કરવાથી, ગર્ભ-ધારણની ક્ષણથીજ માતાએ પોતાના ગર્ભની શારીરિક અને માનસિક ઉન્નતિ કરવા તરફ ખાસ લક્ષ આપવાથી, જન્મ પછી યોગ્ય સંભાળ ને માવજત રાખ-વાથી, પોતાનાજ ધાવણ પર ઉછેરવાથી, નોકર ચાકરને બાળકો ન સોંપવાથી, તેમના હાથથી બાળકોને ન ઉછેરવાથી, સ્વચ્છ હવા, કસરત, ઉંઘ, આરામ, સ્વચ્છતા, પ્રકાશ વગેરેનો બાળકને યોગ્ય લાભ આપવાથી, પૈષ્ટિક પણ સાદો ખોરાક આપવાથી, ઋતુ અનુસાર સ્વચ્છ અને પહોળાં-તંગ ન હોય તેવાં કપડાં પહેરાવવાથી, ચેપી રોગથી દૂર રાખવાથી, "અમલ" અને દાગીના પહે-રાવવા જેવી નુકશાનકારક રૂઢીથી બચાવી લેવાથી, બિમારીમાં યોગ્ય માવજત કરવાથી, બાળ વિવાહ તથા બાળ લગ્નના જુલમમાંથી બચાવી લેવાથી, ગૃહ કેળવણીમાં મુખ્ય રીતે સારી રીતભાત, ઉચ્ચ આદર્શ, શુધ્ધ વાણી અને વર્તન, તથા ચારિત્ર ઘડવા પર લક્ષ આપવાથી, અવલોકન શકિત, તર્ક શકિત, જીજ્ઞાસા કલ્પના શકિત, વિચાર શકિત, વિવેક શકિત, અને સ્મરણ શકિત, સંપૂર્ણ સંભાળ પૂર્વક કેળવવાથી, રમત સાથે જ્ઞાન આપી, આનંદ સાથેજ શિક્ષણનો લાભ આપવાથી, શાળામાં દાખલ કરી શુષ્ક ભણતરના બોજામા ચગદી નાંખવાની નકામી ઉતાવળ ન કરવાથી, આપણાં બાળકોની

શારિરીક, માનસિક, તેમજ આધ્યાત્મિક ઉન્નતિ થશે, તેમનું જીવન ઉન્નત, સુખમય આનંદમય, રસમય બનશે. સર્વત્ર સાન, વૃધ્ધિનો પવિત્ર પ્રકાશ પ્રકાશી નીકળશે. બાળકના આનંદમય પ્રફુલ્લિત ચહેરાથી, તન્દુરસ્તને બળવાન શરીરથી, ઉચ્ચ આદર્શમય જીવનથી, ઉન્નત ચારિત્રથી, ઉચ્ચ કરણી અને સાદી રહેણીથી આપણાં ગૃહ મંદિર, ગૃહસંસાર, ઉજ્જવળ અને આનંદમય બ ાશે, સર્વત્ર પવિત્ર વાતાવરણ પ્રસરાશે અને તેની સુન્દર, અસર આર્ય જીવનમાં પ્રત્યક્ષ અનુભવાશે,

વળી એજ ઉપયોગી આપણાં બાળકો શરીર બળવાન, સુન્દર, સુદ્દઢ, રોગહીન થશે, વિદ્વાન અને જ્ઞાનવાન થશે, માતા પિતાના જીવનસંસારમાં અમૃત રેલાશે, તેથી દેશનું હિત થશે, સમાજનું શ્રેય થશે, આર્યભૂમીનો અભ્યુદય થશે, રાષ્ટ્રમાં ઐક્ય પ્રસરશે.

મિસિસ જી. કે. ઉપાધ્યાય.

---

## આરોગ્યતાના સાદા નિયમો.

**બહેનો,**

શરીર નીરોગી હશે તો ધન, દોલત, બાલબચ્ચાં, ધર્મ ધ્યાન, સુખ સંતોષ બધું મળશે નહીંતર બધું જીવતર નકામું છે,

૧ પહેલું સુખ તે જાતે નરા.

૨ સુખની ઇચ્છાવાળાઓએ કેમ જીવવું તે શીખી લેવું જોઇએ.

૩ કોઇ પણ જાતનું વ્યસન નુકશાનકારક છે.

૪ સ્વચ્છતામાં પવિત્રતા છે, ઉપરની ટાપટીપમાં નહિ.

૫ દવાદારૂના બાટલા કરતાં થોડા પૈસામાં મળતી અકશીર દેશી દવા વાપરવી.

૬ સ્વચ્છ હવા, ચોકખું ગાળેલું પાણી અને શુદ્ધ સાત્વિક ખોરાક એ આરોગ્યતાના પોષક છે.

૭ મહિનામાં એક વખત જરૂર ઉપવાસ કરવો.

૮ બ્રહ્મચર્ય પાલન અને સંયમ એ જરૂરી આરોગ્યતા નિયમો સર્વેને પાળવા યોગ્ય છે.

૯ કસરત એ બધા દરદોનો અકશીર ઇલાજ છે.

૧૦ શરીર શાસ્ત્ર રોગોની સમજણુ તથા ઘરગથુ ઉપાયો દરેકે જાણી લેવા જોઇએ

૧૧ કહેવાતી નાજુકાઇ, ઇંદ્રીઓની લોલુપતા અને મનની નબળાઇ આરોગ્યને નુકશાનકારક છે.

૧૨ દરેક ઘરમાં એક ગાય અવશ્ય પાળવી જોઇએ, જેથી બાળકોના શરીર તંદુરસ્ત રહે, દુધ, દહીં, છાશ, અને ઘી ચોખ્ખાં મળે, તેમની અહિંસા ધર્મનું પાલન થાય.

૧૩ છાસ એ અમૃત રસ છે. દુધમાં બધા પૌષ્ટિક પદાર્થો આવી જાય છે.

૧૪ મહાત્મા ગાંધીજીનું આરોગ્ય દિગ્દર્શન, ઘરવૈદું, દરદીની સારવાર વગેરે પુસ્તકોનો દરેકે અભ્યાસ કરવો જોઇએ.

૧૫ ભૂખ લાગે ત્યારેજ ખાવું, જે ખોરાક ખાવો તે ચાવી ચાવીને ખાવો.

૧૬ બાળકોને આરોગ્યનું જ્ઞાન પ્રથમથીજ આપવું અને આરોગ્યતાના સાદા મુદ્દાઓની તેઓમાં નાનપણથીજ ટેવ પાડવી.

૧૭ રાત્રી ભોજન દરેક રીતે નુકશાનકારક છે તે કદાપી નજ કરવું.

૧૮ આરોગ્યતાને બાધક કુરિવાજોનો તમારા ઘરમાંથી, કુટુંબમાંથી અને સમાજમાંથી નાશ કરવો જોઇએ.

૧૯ ક્રોધ, ઇર્ષ્યા, ચિંતા, આળસ રોગોને વધારનાર છે, તે તજવા.

૨૦ અભક્ષ્ય આહારનો ત્યાગ કરવો, જરૂર પૂરતી નિદ્રા અને આરામ લેવાં; આ ઉપરાંત શરીરનું દરેક પ્રકારનું આરોગ્ય જાળવવા માણસે પહેલા દરકાર રાખવી જોઇએ.

મધુવાકર.

સમાપ્ત.

## .નો.

. એ સ્ત્રીઓનું ખ[illegible] . . . . સ્ત્રી જેટલી ઘરેણાં કે લુગડાંથી શોભતી નથી તેટલી શીયળથી [illegible]ાને છે.

૨ પરદેશી કાપડ પહેરવું એ મહાપાપ છે, માટે ખાદી પહેરો અને પાપમુક્ત થાઓ.

૩ વિવાહ જો ધાર્મિક ક્રિયા હોય અને તે કેવળ પવિત્ર પ્રેમની નિશાની રૂપે હોય તો કન્યેડાં અને બાળલગ્ન પાપરૂપ જ ગણવાં જોઇએ.

૪ સ્ત્રી પોતાના બાળકોનાં શરીરને પોષે, તેમજ તેમના મનમાં સ્વતંત્રતા, નિર્ભયતા, દઢતા, વિગેરે ગુણો ઉતારે. આજીવિકાનું શું થશે એવા વિચારમાં ન પડતાં સમજે કે જો પોતે અને પોતાની પ્રજા કામ કરનાર હશે તો આજીવિકા સહેલી વસ્તુ છે.

(મહાત્માજી.)

૫ સતિ સ્ત્રીઓનો ધર્મ ઘણોજ કઠણુ અને વિકટ છે કેમકે પતિ સુંદર હોય વા કુરૂપ હોય, રંક હોય વા શ્રીમંત હોય, છતાં કુલીન સ્ત્રીઓ તો ગમે તેવો તોપણુ પોતાના જ પતિને જ પરમેશ્વર તુલ્ય ગણે છે.

૬ આપણે કહીયે તેના કરતાં આપણે કરીયે તેના પર બાળકનું લક્ષ વિ[illegible] રહે છે. આપણે પોતે જ દુર્ગુણોથી ભરેલાં હોઇએ અને બાળક પાસે સદ્‌ગુણની આશા રાખવી તે વ્યર્થ છે.

૭ મલાજો (શરમ) એ સ્ત્રી વર્ગનું સર્વથી સરસ હથિયાર ગણાય છે, અ[illegible] મીઠો સ્વભાવ એ મોટો શણુગાર છે. માટે શાન્ત સ્વભાવ રાખી સૌ કોઇ યથાયોગ્ય માન આપી કીર્તિમાં વૃદ્ધિ કરવી એ પ્રત્યેક સ્ત્રીનું કર્તવ્ય છે.